# બુદ્ધ ચરિત્ર યા બુદ્ધ વાણી.


કર્તા

મોઅમિન

વલીમોહમ્મદ—સી.

(સંક્ષેપ્ત)

# હૈદર ચરિત્ર

તથા

# હૈદર વાણ.

હૈદરાબાદ નિવાસી ઉદાર અને સખી શેઠ

**રહેમતલ્લાભાઇ ડાહ્યાભાઈ**

ના આશ્રયથી

લખનાર તથા પ્રસિદ્ધ કરનાર

**મોઅમિન વલીમોહમ્મદ (ઉર્ફે) લલ્લુભાઈ**

**છગનભાઈ અમદાવાદી.**

હ૦ મોહમ્મદ સ૦ના ટૂંક જીવનવૃતાંત સોસુવાર્તા, ઇત્યાદીના કર્તા.

હી૦ સ૦ ૧૩૨૪



[illegible]નાઅશરી પ્રીન્ટીંગ પરેસ અમદાવાદ પાંચપટ્ટી.

[illegible] પ્રીન્ટીંગ પરેસ અમદાવાદ પાંચપટ્ટી.
હૈદરનાઅશરી પ્રીન્ટીંગ પરેસ અમદાવાદ પાંચપટ્ટી

# ભેટ !          ભેટ !!          ભેટ !!!

પચ્છીગામવાળા, પરંતુ હાલ દક્ષિણ હૈદરાબાદમાં રહેતાં ઉદાર અને સખી ગ્રહસ્થ શેઠ રહેમતલ્લાભાઇ દાહ્યાભાઇ તરફથી આ પુસ્તક, તેઓના મરહુમ પિતાશ્રી **ડાહ્યાભાઇ કાસમભાઈ**ની રૂહના સવાબ અર્થે અને તેમની ભલી યાદ અર્થે મોઅમેનીન બિરાદરોને સહવિનય ભેટ (વકફ) છે.

ઇલાહી ! મજકુર શેઠની નીય્યતને પુર્ણ કરો અને તેમના મરહુમ પિતાજીની રૂહને શાંતી બક્ષી **ચ્હારદાહ મઅસુમ અ૦** ના પવિત્ર સુખદાઇ અને કલ્યાણકર છાંયા તળે સ્વર્ગમાં વાસ આપો......આમીન સુમ્મ આમીન.



# મેહરબાંન કદરદાન

# શેઠ રહેમતલ્લાભાઈ ડાહ્યાભાઈ.

દક્ષિણ હૈદરાબાદ નિવાસી



આપ મુળથીજ મઝહબ પ્રત્યે સુપ્રીતિ, ખરી લાગણી, અને ઉદારતાની સુવિખ્યાતીને પામેલાં છો, એક નેક મોઅમીનને છાજંતાં આભુષણો અને અલંકારોથી શોભો છો, મસજીદો ઇમામવાડાઓ અને મદરેસાઓ સ્થાપવા જેવા પરમાર્થ ભર્યા કાર્યોમાં અગ્ર ભાગ ભોગવો છો, ઇલ્‍મના શેવકો અને શોખીનોને ખંત પુર્વક ઉત્તેજન આપતા આવ્યા છો અને આપોછો, કોમ તથા ધનની યથાશકિત શેવા બજાવો છો એ સર્વે સબળ કારણોને લઇ આ લઘુ ગ્રંથ આપનેજ વિનય પુર્વક અર્પણ કરૂંછું.



હું જ મારૂં એગ કહેવું કે મેં ઇસ્લામના મહાન સ્હાયક, ઇસ્લામના સ્થાપકના ભાઇ હઝરતે અલી અ૦નું ચરિત્ર પુર્ણ લખ્યું છે અયોગ્ય મનાય એમાં સંદેહ નહીં. તે મહાન ઇમામે (મ્હારી જાન ફિદા થાઓ) પોતાની ત્રેસઠ વર્ષની વયમાં આ જગતને આ લોક (દુન્યા) અને પરલોક (આખેરત) સંબંધીના અનુપમ સુખ—અને કલ્યાણ પ્રતિ દોરવાના જે જે પ્રયત્નો કીધાં છે, તેઓએ સર્વ શક્તિ માન ખુદા અને તેના સર્વોપરી પૈગમ્બર હઝરતે મોહમ્મદ સ૦ની તથા તેના ધર્મ ઇસ્લામની જે જે શેવાઓ બજાવી છે, તે સર્વને જો લખવાના પ્રયત્નો કરવામાં આવે તો મોહટાં મોહટાં અનેક ગ્રંથો ભરાય, એમ મારે કહેવું જોઇશે.

તે હઝરતની પ્રસંશાની એક હદીસમાં કહેવામાં આવ્યું છે કે

**ખુદાને ઓળખવાનો જે હક છે તે મુજબ તેને મ્હારા તથા અલી વિના બીજા કોઈએ ઓળખ્યો નથી અને મને ઓળખવાનો જે હક છે તે પ્રમાણે ખુદા અને અલી વિના બીજા કોઇએ મને ઓળખેલ નથી, અને અલીને જે ઓળખવાનો હક છે તે પ્રમાણે તેને મ્હારા તથા ખુદા વિના બીજા કોઇએ ઓળખેલ નથી.**

જ્યારે તેમની પદવી, ખુદા અને તેના રસુલની દ્રષ્ટિમાં, એટલી વિશેષ હોય ત્યારે મારા જેવો પામર નરતો શું તેમના ગુણો લખી શકે? તોપણ અધ્યાપિ પર્યંત તે હઝરત વિશેના ઘણાં વર્ણનો અને પુસ્તકો ફારસીમાં લખાયાં છે, જેનો આ સર્વથી ઓછામાં ઓછો નહીં જો ભાગ છે

મારો વિચાર પ્રથમ "હૈદર વાણુ" એટલે તે મહાન ઇમામ હઝરતે અલી અલૈહિસ્સલામની બોધ વાણીઓમાંથી કેટલીક વાણીયો છપાવવાનો હતો પણ તે વાણુની સાથે, જો સંક્ષેપ્તમાં તેમના અનુપમ ચરિત્રનો કાંઇક રહેજ આભાસ માત્ર આપવામાં આવે તો વાંચક વર્ગને વધારે સુગમ પડે એવી કીંમતી સલાહ મને મારા પરમપ્રિય મિત્ર શેઠ નીઝામુદ્દીન એ કુરેશી (કે જેઓ એક જાણિતા લેખક છે)ની તરફથી મળતાં મેં આ પ્રયત્ન કર્યો છે અને પુસ્તકના પાછલા ભાગમાં "હૈદર વાણુ" એ નામથી તેમની કેટલીક સત્ય સત્યથી ભરપુર બોધ વાણીઓનો સંગ્રહ કર્યો છે. જેનું મનન પઠન અને પછી તે અનુસાર વર્તન કરવાથી પુર્ણ લાભ થયાં વિના રહેશે નહીં એવી મને આશા છે.

આ સમયમાં નીતિ તથા સદાચરણ વિશે ઘણાં ઘણાં પુસ્તકો થઇ પડયાં છે પરંતુ આ ઇમામની વાણીના મુકાબલામાં એકે મુકી શકાય નહીં એમ હું હીમ્મતથી કહી શકીશ કારણ કે તેમાં સર્વ ઇલાહી (ઇશ્વરી) જ્ઞાન ભર્યુ છે.

કેટલાંક નવી અધુરી કેળવણીથી મુર્ખ બનેલાં અને કેટલાંક પુર્ણ ઉંચા પ્રકારની નવી કેળવણી પામ્યા છતાં ભેજાંને ગુમાવી બેઠેલાં એમ કહેતાં સંભળાયા છે કે પૈગમ્બરોએ અને ઇમામોએ આ જગતની ઉન્નતિ (ચઢતી) માટે શું કીધું? તેઓએ શું હુન્નર શીખવાડયા? ઇ૦ તો મારે એવા મંદ બુધ્ધિના માણસોના પ્રત્યુત્તરમાં એટલુંજ કહેવાનું છે કે માણસની ખરી ખુબી કિંવા મહત્વતા, તે જે હેતુઓ પાર પાડવા અને જે કાર્યને કરવા મુકરરર થયો હોય તેને પુર્ણ રીતે (કાંઇ પણ ખામીકે કચાશ વિના) બજાવી લાવવામાં સમાએલી છે. પૈગમ્બરો અને ઇમામો આ જગતમાં લોકોને માત્ર સંસારી (દુન્યાદાર) બનાવવા માટે આવતાં નહીં, તેઓનું એ કાર્યજ હોતું નહીં; તેઓ

જગતને ક્ષણ ભંગુર (ફાની) માનતા, તેના સુખ તથા દુઃખને અલ્પ-કાળનું જાણતાં ખુદા તેમને આ જગત ઉપર લોકોને પોતાની (ખુદા-ની) તરફ દોરવાના તથા લોકોના મન જગતથી ફેરવવાના તથા ખરા સુખ (જેને પયગમબરનુ અનુકરણ ન કરતાં નામના ફીલસુફો પામી શક્યા નથી) નો રસ્તો દર્શાવવા મોકલતો, આ તેઓનું કાર્ય તેઓ કેવી ઉત્તમ રીતે બજાવતાં એ જુવો, અને એ ઉપરથી તેમની અં-રી ખુબીને પામો.

જેમ કસોટી ઉપર ઘસવાથી સોનાની ખરી કીંમતની ખબર પડે છે અને લાકડા ઉપર ઘસવાથી ખબર પડતી નથી તેમ પયગં-બર અને ઇમામને પારખવાની જે કસોટી છે તેના વડે પારખશો તો સત્યા સત્યને પામશો. નહીં તો કુરાનની [illegible] રહીને [illegible] માર્ગે ચડી સત્યતાઇથી વેગળા રહેશો.

મહાન પયગમબર હઝરતે મોહમ્મદ સાહેબે અને તેમની [illegible]— વારસ તથા બાર હઝરતે અલી [illegible] આ જગતની [illegible] નમન કરવાના તેનીજ ચાહે સર્વે [illegible] વંત તથા ક્ષણ ભંગુર સમજી તેથી [illegible] તેની સૃષ્ટી પ્રત્યેની ફરજો ( Duties ) નું પાલન કરવાની, [illegible] દયા. ધૈર્યતા, નમ્રતા, સહન શીલતા, અને ક્ષમાવૃત્તિતા [illegible] નુસાર, ધર્માનુસાર, અને ખુદાની ઇચ્છા નુસાર, [illegible] અરસ પરસના હક્કોનું સંરક્ષણ કરવાના [illegible] જાળવવાના ઉદારતા અને પરોપકાર સંબંધીના, દગા ફીસાદનો [illegible] મટાડી સલાહ શાંતીનું રાજ્ય સ્થાપવાના, જે વાસ્તવી કસુખની પ્રાપ્તી માટે અદ્યાપી લગી જગત યત્નો કરતું આવ્યું છે તે સુખનો

સમિપ રસ્તો દેખાડવાના, સત્ય મારગે દોરવાના, જગતના આરંભ (મબદા) અને જગતના અંત (મઆદ) સંબંધીના ગુંચવાડા ભર્યા સવાલો વીશે મનનું સમાધાન કરનારા, આ ઐહીક ચક્ષુઓ વડે ન દેખાય એવી અથવા તેની કલ્પના માત્ર પણ ન થઇ શકે એવી કુદરતના ભેદની અનેક અપરમપાર લીલાઓનું અને નીતીનું જ્ઞાન દેનારા જે ખરા અને—સર્વે કોઇ સમજે તેવા શિક્ષણો આપ્યા છે તેવા બીજુ કોઇ નં આપી શક્યું છે ન આપી શકશે—એમતો જગતના આરંભથી ઘણાં ફીલસુફો, તત્ત્વવેત્તાઓ નીતિ શાસ્ત્રી થતા આવ્યા છે. પરંતુ તેઓ આ મહાન શિક્ષકોના મુકાબલામાં પળવારે ટકી શકે નહીં, કારણ કે આ મહાન શિક્ષકો સર્વજ્ઞ અને સર્વ શક્તિવાન પાક પરવરદિગારના ચેલાઓ. (શિષ્યો) હતાં, અને તેઓના જ્ઞાનનું મુળ ખુદા હોતો. અને બીજાઓના સંબંધમાં તેમ હોતું નથી. તેઓનું જ્ઞાન તેઓનાજ ભેજાંઓની નિપજ હોય છે. પૈગમ્બરો અને ઇમામો વહય અને ઇલ્હામ દ્વારા ખુદા પાસેથી જ્ઞાન પામેલાં હોવાથી તેમના શીક્ષણો તદન અસત્ય રહિત, શંકા રહિત, અને વિરોધ રહીત ગણાય છે. તેમનું દીધેલું જ્ઞાનદાન સર્વકાળે એક સરખી રીતે સત્ય હોય છે. અને સત્ય રહેશે. પરંતુ બીજાંઓના સંબંધમાં એમ નથી.

તાતપર્ય એ કે પૈગમ્બરો અને ઇમામોના મુકાબલામાં બીજાં ગમે તેટલાં વિદ્વાન અને ફીલસુફી હોય તેમની કશી બિસાત નથી.

આ પુસ્તકમાં ઉલ્લેખ જે બોધ વાણીયો આપવામાં આવેલીયો છે તે લાહોરની ઇસ્લામીયા કોલેજના ઓરેન્ટીક પ્રોફેસર જનાબ અમજદ અલી રૂહીના અરબી ઉપરથી ઉરદુમાં કીધેલાં ભાષાંતરનું ગુજરાતી ભાષાંતર છે. ખરેખર જો તે હઝરતનીવાણી અરબી ભાષામા

વાંચવામાં આવે તો તેનાથી મનને જેટલો અસર થાય તેટલો આ ગુજરાતી ભાષાંતરથી થાય નહીં એ વાસ્તવિક છે-વળી આ વાણી અરબી ઉપરથી ઉરદુમાં કરવામાં આવેલ છે અને તે ઉપરથી મ્હારે ગુજરાતી કરવું પડ્યું છે એટલે પણ તેની સુભાષા તથા અસરનું રહસ્ય ઓછું થવા પામ્યું હશે એ તો નિયમ છે કે પ્રત્યેક વિષયનું અસર કરવાનું બળ, જેટલું તેની મુળ સ્થીતિ (ભાષા)માં હોય છે, તેટલું, ભાષાંતરમાં હોતું નથી. એ નિયમાનુસાર અહીં પણ થવા પામે તેમાં નવાઈ નહીં, પરંતુ તદ્દન નિર્ભાગી રહેવા કરતાં કાંઇ પણ ભાગ પામવો શુભ મણી મેં આ પ્રયત્ન કર્યો છે. અરબી ભાષાના મહા મોહટા વિદ્વાનોનું કથન છે કે હઝરતે અલી અ.ની ભાષા ઘણીજ છટાદાર, અલંકાર યુક્ત (ફસાહત-બલાગત વાળી). અને સર્વોત્તમ છે જેને સાંભળનારનું મન કદી ભરાતું નથી બલકે જેમ જેમ સાંભળવામાં અથવા વાંચવામાં આવે છે તેમ તેમ વધારેને વધારે તે સાંભળવા વાંચવાનો શોખ પેદા થાય છે........જો કે અરબી ભાષા ન જાણનારાઓ એ ઉંચા પ્રકારનો લાભ લઇ શકતા નથી, તો પણ જે રૂપે અહીં લખવામાં આવેલ છે તેનેજ લક્ષ પુર્વક વાંચવામાં આવશે તો કાંઇ ઓછાં લાભનું અને દીન દુન્યાની થોડી ભલાઇનું કારણ બનશે નહીં.

વાંચકો! હવે હું આ પુસ્તકના આશ્રયદાતા પ્રખ્યાત ઉદાર સખી શેઠ રહેમતલ્લાભાઇ ડાહ્યાભાઇ હૈદરાબાદ નિવાસી પ્રત્યે તમારૂં લક્ષ ખેંચુછું. મોસુફ શેઠે, જો કે હું કશાને લાયક નથી તો પણ પોતાની મહત્વતાના અને કદર દાનીના કારણથી પોતાના મરહુમ ભાઇઓની રૂહના સવાબ અર્થે, અને તેમની ભલી યાદાર્થે, મને આ

ત૬ છપાવવાનું સર્વે ખર્ચ આપ્યું છે જે માટે હું તેમનો આભારી અને જીવન પર્યંત રહીશ.

આ તેમની ઉદારતાનો એકજ દાખલો હોય તેમ નથી, તેઓએ ઇસ્લામના કામમાં જાહેર તથા છુપી ઘણી સખાવતો કીધી છે. ઇમામ વાડાઓ અને મસજીદોના ફંડમાં ઉત્સાહ પુર્વક અગ્ર ભાગ લઇ મોઅ-મીનની કેટલીક ધાર્મિક અડચણો દુર કીધી છે. હાલમાંજ ગઢડા નામના ગામમાં દસ હજાર રૂપીયા ઉપરાંતના ખર્ચે ઇમામવાડા અને મદ્રેસા વાયકનું મકાન બંધાવ્યું છે, તાલિબે ઇલ્મ (વિદ્યાર્થી) તથા ઇસ્લામી પુસ્તકોના પ્રકાશકોને મદદ કરે છે, જ્યારે કેટલાક ધના-ઢય શેઠીયાઓનું દ્રવ્ય ધર્મ રહિત (શરિયત—વિરૂધ) કાર્યોમાં ખરચાય છે અને પ્રકાર પ્રકારના ગૈર કાયદે માયિક વૈભવોમાં ઉડે છે ત્યારે આવા ઉદાર અને સખી શેઠની ધર્મ પ્રત્યેની લાગણી તથા ગુપ્ત શેવામાં પૈસાઓને છુટે હાથે વાપરવા એ ધર્મ અને કોમ બન્નેને માટે હિતકર અને ભવિષ્યમાં વિજય સુચક છે.

મજકુર શેઠ મુળથીજ ઇસ્લામના પાબંદ છે તેઓ સ્વભાવે નમ્ર તથા પોતાના સગા વ્હાલાઓ સાથે એહસાન કરનારા, અને ઇસ્લામે ફરજ ઠરાવેલાં સીઆ સ્હમન: કાયદાને અનુસરનારા છે.

તેઓએ પોતાના માત પિતાની, તેમની હયાતીમાં સંતોષ કારક શેવા બજાવી અને તેમના મર્ણ પછી તેમની રૂહના સવાબ અર્થે ધર્મ માર્ગમાં રહી ઘણું નાણું ખરચી, પોતાનું કૃતવ્ય બજાવ્યા ઉપરાંત પોતાના સદ્દસાધનોથી મેળવેલાં ધનનો ઉપયોગ કેમ કરવો એ સંબંધીનો ખરેખર સુંદર સબક (પાઠ) શીખવ્યો છે. તેઓ જનાબે આકા ઇમામે હુસયન (મ્હારા પ્રાણ ફીદા થાઓ)ની ઝીયારત સહ કુટુંબ બીજી વાર ઉપરજ કરી સવાબે દારૈન પ્રાપ્ત કીધો છે. તેઓએ ભાવનગર મદ્રેસા અને નિરાશ્રિત ફંડ તેમજ બીજા મદ્રેસાઓમાં સારી મદદ

કરી છે એ બીનાઓ તેઓ માટે માનની લાગણીયો ઉતપન્ન કર્યા વિના રહી શકતી નથી. તેઓનો જન્મ પચ્છેગામમાં થએલો છે. હાલ તેઓની વય લગભગ ૪૮ વર્ષની છે ખુદા ! તેમને ઘણું જીવાડો, તેમની સર્વે આશાઓ પુર્ણ કરી દીન દુન્યાની ભલાઇ અતા કરો !

વળી હું આ સ્થળે મ્હારા મેહરબાન મ્હારા મુરબ્બિ અને મુરબ્બી રૂપે ભાવનગર વાળા શેઠ જનાબ મોહમ્મદઅલી સાહેબ અબદુલઅલી સાહેબ (જેઓ હાલ ન્યાયાધીસ પદ ભોગવેછે) નો અંતઃકરણ પુર્વકનો આભાર માન્યા વીના રહી શકતો નથી તેઓની મારા ઉપરની માયા મમતા અને પ્રીતિ તથા શુભ લાગણી એટલી તો વિષેશ છે કે તેનો ચીતાર હું શબદોમાં ચીતરી શકતો નથી. તેઓના શુભ પ્રયત્નો તેમના વિધ્યા તથા કલમ પ્રતિના અંત પુર્વક વલણને પરીણામે હુ આ પુસ્તકને પ્રગટ કરવા શક્તીમાન થયો છું. મજકુર શેઠ સાહેબ જોકે પોતાની પદવીને લગતી ઘણી જુમ્મેદારીયો ધરાવે છે; છતાં તેઓ વીદવાનોને આશ્રય આપવામાં તેમની દરેક શાખામાં મદદ કરવામા અને નાસીપાસી પામતાં ઉત્સાહીયોને ઉત્તેજન દેવામાં અગ્ર ભાગ લીયે છે તેઓ પોતે એક મહામોટા વીદ્વાન છે અને સર્વેદા વિધ્યા સંબંધીના કાર્યોમાંજ આનંદ માને છે હું આ પુસ્તકની હસ્તી માટે તથા તેઓ તરફથી મને જે વારંવાર બોધ મળ્યો છે તે માટે તેઓનો આભારી છું—અને રહીશ, ખુદા તેમને દિર્ઘાયૂ આપી સર્વ પ્રકારે સુખી રાખો !

સેવક-મોઅમિન વલી મોહમ્મદ (ઉર્ફે) લલ્લુભાઇ
છગનભાઇ.



બિસ્મિલ્લાહિર રહેમાનિર રહીમ.

(સંક્ષેપ્ત)

# હૈદર ચરિત્ર.

એટલે.

## ઇમામુલમુત્તકીન હઝરતે અલી અલયહિસ્સલા-મનું ટુંક જીવન વૃતાંત.



સૃષ્ટિ સૃજનાના આરંભથી અદ્યાપિ લગી, આ પૃથ્વીની સપાટી ઉપર એક નહીં પણ અનેક વિદ્વાનો, મહાત્માઓ, ગુરૂઓ અને મહાન શિક્ષકો થતાં આવ્યાં છે, અને થતાં રહેશે-પરંતુ અરબસ્થાનમાં આજથી તેરસો વર્ષ પહેલાં થએલાં આખી દુન્યાના મહાન પૈગમ્બર હઝરતે મોહમ્મદ સ૦ જેવું કોઇ થયું નથી અને થશે નહીં. તે મહાન પૈગમ્બર વડે, આ જગતને ખરા અને સત્યા સત્યથી ભરપુર ઇલાહી (ઐશ્વરી) જ્ઞાનનો જે પ્રકાશ પ્રાપ્ત થયો છે તેવો બીજા કોઈ વડે થયો નથી, મોહટા મોહટા વિદ્વાનો તત્વજ્ઞાનીયો, ફીલસુફીયો અને હકીમો એ સાહેબના જ્ઞાન પ્રકાશથી એવાં અંજાઇ ગયાં છે કે એ સાહેબ ખાસ ખુદાનીજ પાસેથી પામેલું જ્ઞાન—શીક્ષણ પ્રસારતાં એમ એકી અવાજે કહ્યા વિના રહી શકતા નથી.

એ સાહેબ તો સાહેબ પરંતુ તેમના શિષ્યોએ (અસ્હાબો) એવાં થઇ ગયાં છે કે તેમના જેવાં બીજાઓને ઐતિહાસોમાંથી શોધી કાઢવા એ કઠિણુ છે.

તે હઝરતના સમગ્ર શિષ્યોમાં સર્વથી પહેલી પદવી તે હઝરતના કાકાના દીકરા ભાઇ અને તેમના વારસ–વસી હઝરતે અલી અ૦ની છે, હઝરતે અલી અ૦નાં જ્ઞાનની અને તેમની મહત્વતા (ફઝીલત)ની વિખ્યાતિ માત્ર ઇસ્લામી દુન્યામાંજ હોય એમ નથી, પરંતુ યુરોપીયન વિદ્વાનો, તથા બીજાઓ કે જેઓએ તેમના સંબંધમાં કાંઇ વાંચ્યું છે તેઓ સર્વે તે સાહેબના અનુપમ સર્વોત્તમ ગુણો અને જ્ઞાનની એકી અવાજે પ્રસંશા કરી રહ્યાં છે....હઝરતે અલીઅ૦ જે જ્ઞાન પામ્યા હતા તે સર્વે વહી થકી અક્ષરે અક્ષર બોલનાર હ૦ મોહમ્મદ સ૦ પ સેથીજ પામ્યા હતા; એ સિદ્ધ છે. અને હઝરતે મોહમ્મદ સ૦ મે તેઓ માટે એમી સાબેતી અર્થે ફરમાવેલું છે કે—

અના મદીનતુલ ઇલ્મો વઅલીયુન બાબોહા.

"હું જ્ઞાન (ઇલ્મ)નું નગર છું અને અલી તેનું દ્વાર (દરવાજો) છે."

ખરેખર જે માણસ નગરમાં પ્રવેશ કરવા ઇચ્છે તે જ્યાં લગી દ્વારને પસાર કરે નહીં ત્યાં લગી નગરમાં પ્રવેશ કરીશકે નહીં. વળી તેઓએ ફરમાવ્યું છે કે—

અલીયુન યન્તેકો બે લિસાનિલ હકકે.

(હઝરત) "અલી અ૦ સત્ય જીભ વડે બોલે છે." એટલે હઝરતે અલી અ૦ જે શબ્દ ઉચ્ચારે છે તે સત્ય હોયછે તેમાં લગારે ખોટાપણું કે જુઠ હોતું નથી.

આવા અરબના સરતાજ ઇસ્લામના મહાન સ્હાયકના, કે જેઓ માટે ઇસ્લામી પુસ્તકોમાં લખાયું છે કે **"જો અલી ન હોત તો ઇસ્લામનો સ્થંભ ઉભો થાત નહીં,"** જેટલાં ગુણ ગાવામાં આવે તેટલાં થોડાં છે.

આ મહાન સરદારને ઇસ્લામીઓમાંનું એક ટોળું ઇલાહી (ઐશ્વરી) ગુણોથી ભરપુર માનવ માને છે, બીજું ટોળું નબીના કેટલાંક અસ્હાબો કરતા ઊતરતે દરજે માને છે અને ત્રીજું એક ટોળું ન ખુદા કહે છે ન કોઇ અસહાબ કરતા ઉતરતા ગણે છે પરંતુ મઝહરૂલ અજાયબ વલ ગરાયબ,[1] ઇમામે બરહક માને છે. અને એજ સત્ય છે.

તે મહાન સરદાર (મવલા) શુરવિરતામાં અસ્ફંદયાર-રૂસ્તમ કરતાં, સુભાષ.[2]માં અફ્લાતુનકયસ કરતા, ઉદારતામાં હાતમેતાઇ કરતાં, સંસાર ત્યાગમાં મહાત્મા બૌધ કરતાં, ન્યાય કરવામાં નૌશેરવાં અથવા વિક્રમાદિત્ય કરતાં સત્યતામાં હરિશ્ચંદ્ર કરતાં. અને વિધ્વતામાં સોક્રેટીસ કરતાં લાખો બલ્કે કરોડો દરજે વધેલાં હતાં.[3]

---

૧-જેનાથી આશ્ચર્યકારક અને હેરત ઉપજાવનારી બીનાઓ જાહેર થાય તે.

૨-ફસાહત, બલાગત.

૩-એ સર્વે જણ અગર એવા ઊત્તમ ગુણ વાળા હોય તો પણ તેઓ સાથે હઝરતની મીસાલ આપવી યોગ્ય નથી, પણ અજ્ઞાનોને સમજવા માટે લખેલ છે.

## ❋ જન્મ. ❋

તે હઝરત હીજરતની ૨૩ વર્ષ પહેલાં મક્કામાં આવેલા "ખાંનએ કઅબા"માં જન્મ પામ્યા હતા. તે વખતે 'હુરમુઝ'નો દીકરો પરવીઝ ફારસમાં રાજ્ય કરતો હતો; અને હઝરતે મોહમ્મદ સ૦ની વય તે સમ્યે ત્રીસ વર્ષની હતી, તેઓની માતાજીનું નામ "ફાતેમા બિન્તે અસદ" અને પિતાજીનું નામ "અબુતાલેબ" હતું. તેઓ હઝરતે મોહમ્મદ સ૦ ના સગા કાકાના દીકરા ભાઇ થતા હતા, તે હઝરતનાં અનેક નામો છે તેમાંથી અસદ, હૈદર, અલી, એ વિશેષ પ્રખ્યાત છે.



## અલકાબ.

તે હઝરતના અલકાબો એટલા તો અસંખ્ય છે કે અહીં સંક્ષેપ્તમાં લખવા ધારેલ પુસ્તકમાં લખી શકાય નહીં અમીરૂલ મોઅમેનીન, ઇમામુલ મુત્તકીન, અસદુલ્લાહ, હુજ્જતુલ્લાહ, સિફ્વતુલ્લાહ, વારીસે રસુલિલ્લાહ, કસીમુન્નારે વલજન્નાહ, અલમુરતઝા, સૈફુલ્લાહ, નફસે રસુલ ઇત્યાદી ઇત્યાદી લખવા સંતોષકારક ગણાશે.



## કેળવણી.

જ્યારે હઝરતે અલી સ૦ જન્મ પામ્યા ત્યારે હઝરતે મોહમ્મદસ૦

પોતાના કાકા અબુતાલેબ અ૦ ને ઘેર ગયા અને જે લુગડામાં હઝરતે અલીને લપેટયાં હતા તેમાંથી તેમને બહાર કાઢી પોતાના હાથે નહ-વરાવ્યા અને ખુદાના હુકમથી અલી નામ રાખ્યું. અને પોતાના મોંહનું પવિત્ર જળ તેમના મોંહમાં નાંખ્યું. હઝરતે અલીઅ૦ની વય જ્યારે ચાર વર્ષની થઇ ત્યારે હઝરતે મોહમ્મદ સ૦ તેમને પોતાને ત્યાં લઇ ગયા. અને હઝરતે અલી તેમનાજ પવિત્ર છાંયા તળે ઉછરી મોહટાં થયાં.*

જ્યારે હઝરતે મોહમ્મદ સ૦ ઉપર ખુદાને ત્યાંથી વહી ઉતરી અને તેમને ખુદાની તવહીદ (એકત્વતા)નો બોધ કરવાની આજ્ઞા થઇ ત્યારે હઝરતે અલી અ૦ તરતજ ઇમાન લાવ્યા* અને ત્યારથી પ્રથમ ઇસ્લામ કબુલ કરવાનું માન હઝરતે અલી અ૦જ ભોગવે છે જે વખતે તેઓ ઇમાન લાવ્યા ત્યારે તેમની વય દસ (૧૦) વર્ષ ની હતી, અને કેટલાંક કહેછે કે તેર (૧૩) વર્ષની હતી, અરબસ્થાનના પ્રાચિન (ઇસ્લામ આગળના) ઐતિહાસ ઉપર મોહટા ભાગે જોઇએ તેટલો પ્રકાશ પડેલો ન હોવાથી કોઇ મહાન નરનું ન્હાનપણનું ચરિત્ર ઐતિહાસિક આધારે લખવું કઠિણછે તેથી અમે હઝરતે અલી અ૦ના ન્હાપણાનું વૃતાંત લખતા નથી, હઝરતે મોહમ્મદ સ૦ના સમગ્ર શીષ્યોમાં હઝરતે અલી અ૦ સર્વોપરી પદ ભોગવતાં, અને સર્વ કરતાં વિશેષ મહત્વતા તથા વિદ્વતા ધરાવતાં એ નિર્વિવાદ છે. હ૦ અબુબકર રદી૦ અને હ૦ ઉમર રદી૦ જેવા અકાબેરો તે હઝરતની ફઝીલતો (મહત્વતા)ને હૈરત તથા આશ્ચર્યની

* આથી મતલબ હઝરતની નબુવ્વત જાહેરમાં કબુલ કરી, અને ઇમાન તો અસલથીજ હતું, બલકે ખુદાએ નુરથી પૈદા કર્યા છે.

દ્રષ્ટીથી જોતા હતા, પરંતુ તે "સલુની કબ્લ અનેતફકુદુની*" કોની પાસે શીક્ષણ પામ્યા હતા એ જણાતું નથી. હોદબીયાનું સલાહનામું લખાતી વેળા હાજર રહેલાં કહે છે કે જોનારા છક થઇ જાય તેવા સુંદર અને ઉત્તમ પ્રકારના શુશોભીત અક્ષરોથી તેઓએ એ સુલાહનામું લખ્યું હતું. હજુ તેઓની શઇજ જવાની હતી અને ન્હાનપણમાં ગણાતો સમય જવાને વધારે વખત થયો, નહતો એટલામાં તો તેઓનું જ્ઞાન એટલું વૃદ્ધિ પામ્યું હતું કે તેટલું વર્ષોના વર્ષ લગી અભ્યાસ કરનારાને પણ નસીબ થાય નહીં.

ઐતિહાસોથી એ સિદ્ધ છે કે તેઓ સર્વ તાલીમ—શિક્ષણ હઝરતે મોહમ્મદ સ૦ પાસેજ પામ્યા હતા.

હસન ઇબ્ને મદાયની અને જમીર કહે છે કે હઝરત અલી અ૦એ કદી પણ મુર્તીયોની પુજા કીધી નથી (અને તે વખતે આખું આરબસ્થાન મુર્તિપુજામાં તલ્લીન હતું) ખુદ એ તેમનું શીશ (સર મુબારક) મુર્તીયો સમક્ષ તો શું પણ પોતાની પાક જાત શીવાયબીજા કોઇ પણ સમક્ષ ઝુકવા દીધું નથી.

ઇબ્ને અબ્બાસ, અબીરાફેઅ, ઝયદ બિન અરકમ વિગેરે અસ્હાબો એમજ કહે છે કે સર્વથી પહેલાં હઝરતે અલી અ૦ હઝરતે મોહમ્મદ સ૦ ની સાથે નમાઝ પઢયા છે,*



* હઝરતે અલી વારંવાર ફરમાવતા કે "હું તમારાથી જુદો પડું ત્યાર પહેલાં મને ચાહો તે વિશે પૂછી લ્યો, જોઇએ તો અર્શના સ્થંભ સંબંધે પણ પુછો" તેથી તેમના નામ બદલ એ વાક્ય લખેલું છે.

* જુવો તીરમીઝી, મનાકેબે ઇમામ અહમદ, તીબરાની નિસાઇ ઇત્યાદી.

## હઝરતે અલી અ૦એ કઅબામાંની મુતઓ તોડી.



હઝરત મોહમ્મદ સ૦એ મક્કાથી મદીને હીજરત કીધી નહતી તે પહેલાં એક વખત હઝરતે અલી અ૦ હ૦ મોહમ્મદ સ૦ની સાથે કઅબામાં આવ્યા. આ વખતે કઅબામાં કાફેરોએ મોહટી મોહટી ત્રણુસો સાઠ મુર્તીઓ બનાવી મુકી હતી. હઝરતે અલી કહે છે કે જ્યારે અમે કઅબામાં પહોંચ્યા ત્યારે હઝરતે મને બેશી જવાની આજ્ઞા કીધી, હું બેશી ગયો, તે હઝરતે મ્હારા ખભાં ઉપર પગ મુક્યો, પરંતુ હુ તેમનો બોજ ઉચકી શકયો નહીં તેથી તેઓ ઉતરી પડયા અને મને કહ્યું કે મ્હારા ખભા ઉપર પગ મુકી કઅબાની છત ઉપર ચઢી જા, મેં તરતજ તેમ કીધું, અને એક ત્રાંબા અથવા પીતળની મોહટી મુર્તિને ઉખેડીને એવા જોરથી ભોંય પટકી મારી કે તે કાચના વાસણ સમાન ચુરેચુરા થઇ ગઇ. ઇમામ એહમદે મસનદ અને મનાકિબમાં, અને કિતાબે ખસાએસમાં નીસાઇએ આ બનાવને હીજરતની પહેલાંનો લખ્યો છે. પરંતુ નીશાપુરીની તફસીરમાં ઇબ્ને મસઉદની રિવાયતથી આ બનાબ હીજરતની પછીનો લખેલો છે તેથી એમ સિધ્ધ થાય છે કે હઝરતે અલી અ૦ હઝરત મોહમ્મદ સ૦ના ખભાં ઉપર બે વખત ચઢેલા છે.



## હઝરતે અલી અ૦ની હિમ્મત અને દ્રઢ ઇમાનદારી.



જ્યારે હઝરતે મોહમ્મદ સ૦ ને, પોતાના સગા વ્હાલાઓને

ખુદાની એકત્વતા અને ઇસ્લામ ધર્મનો બોધ કરવાની ખુદા તરફથી આજ્ઞા કરવામાં આવી ત્યારે તેઓએ હઝરતે અલી અ૦ને ખાણું પકાવી અબ્દુલ મુત્તલિબના વંશજોને નોતરવાની આજ્ઞા કીધી. તે પ્રમાણે કરવામાં આવ્યું અને ચાલીસ જણાં એકઠાં થયાં, પણ હઝરતે મોહમ્મદ સ૦ના કાકાઓમાંના એક અબુ લહબે તેમને વિખેરી નાંખ્યા. તેથી હઝરતે મોહમ્મદ સ૦ને બીજીવાર નોતરવાની ફરજ પડી, વળી તેઓ સઘળાં એકઠાં થયાં. અને હઝરતે મોહમ્મદ સ૦ મેં તેઓ સન્મુખ નીચે પ્રમાણે ભાષણ કીધું—"હું ધારૂં છું કે, મ્હારા સગાવ્હાલાંઓને; હું હમણાં જે વસ્તુ અર્પણ કરવાનો છું તે કરતાં વધારે સારી વસ્તુ આખા અરબસ્થાનમાં બીજો કોઇ અર્પણ કરી શકશે નહીં, હું આ લોક (દુન્યા) અને પરલોક (આખેરત) નું સુખ તમારી આગળ ધરૂં છું. સર્વ શક્તિમાન ખુદાએ, તમને તેની તરફ બોલાવવાની મને આજ્ઞા આપી છે, તો તમારામાંથી કોણ આ સંબંધમાં મ્હારી મદદ કરશે અને મ્હારો ભાઇ અને મુખ્તાર બનશે? સર્વે જણાંઓએ ઇન્કાર કીધો, આખરે હઝરતે અલી અ૦ ઉભા થયા અને તેમના સહાયક થવાનું જાહેર કીધું, અને જે લોકો હઝરત મોહમ્મદ સ૦ના વિરોધી હતા તેમને ડરાવ્યા. આ ઉપરથી હઝરતે મોહમ્મદ સ૦એ તેમને અત્યંત હેત અને વ્હાલથી છાતી સાથે ચાંપી લીધાં અને જેઓ ત્યાં હાજર હતાં તેઓ સર્વને, હઝરતે અલી અ૦ની વાત સાંભળવાની અને પોતાના (હ૦ મોહમ્મદ સ૦ના) મુખ્તાર એટલે પ્રતિનિધિ—ખલીફા તરીકે હ૦ અલી અ૦ની આજ્ઞા માનવાની સુચના કીધી......હઝરતે અલી અ૦ની પ્રતિનિધી તરીકે આજ્ઞા માનવાની વાત સાંભળી તે આખી મંડળી ખડખડ હસી પડી અને હ૦ અબુ

તાલિબને મશકરી પુર્વક કહેવા લાગી કે લ્યો હવે તમારે પણ તમારા પુત્રની તાબેદારી કરવી પડશે *

જ્યારે મક્કાના કાફેરોએ હઝરતે મોહમ્મદ સ૦ ને રાતો રાત મારી નાંખવાનો એકમતે દૃઢ નિશ્ચય કીધો અને તે સંબંધી ખુદાએ પોતાના પૈગમ્બરને આગમચથી ચેતવણી આપી મદીને હીજરત કરી જવાની આગ્ના કીધી ત્યારે હ૦ મોહમ્મદ સ૦ એ હઝરતે અલી અ૦ને બોલાવ્યા અને કહ્યું કે તમે મ્હારી ચાદર ઓઢીને મ્હારી પથારી ઉપર આજની રાત સુધ રહેજો, અને આ લોકોની જેજે અમાનતો આપણીપાસે હોય તે તેમને પાછી સોંપી મદીને આવજો એટલું કહી હ૦મોહમ્મદ સ૦ ઘરની બ્હાર નીકળ્યા, કાફેરોની આંખો ખુદાએ અંધ કરી દીધી હતી તેથી તેમને જતાં જોઇ શક્યા નહીં. હઝરત શેહરની બહાર નીકળી મદીના તરફ રવાના થયા. તેમના જવા પછી કાફેરોએ તે હઝરતના ઘરને ઘેરી લીધું અને જે પથારી ઉપર હઝરતે અલી અ૦ [illegible] હતા તે ઉપર પત્થરોનો વરસાદ વરસાવવા મંડ્યા. પણ વાહ! તે હઝરતની હીમ્મત શુ[illegible]રતા અને દૃઢતા કે લગારે ડગ્યા નહીં.!! પોહ ફાટવાનો વખત નજીક આવતાંજ સર્વે કાફેરો મ્યાનમાંથી તલવારો ખેંચી ઘરમાં ઘુસી ગયા અને હઝરતે મોહમ્મદ સ૦ને બદલે હઝરતે અલી અ૦ને જોઇ આશ્ચર્યમાં પડી કહેવા લાગ્યા કે હે! અલી! તમે છો? તમારા દોસ્ત ક્યાં છે? હઝરતે અલી અ૦એ કહ્યું હું

* આ વર્ણન George Sale નામના ઇંગ્રેજે કુરઆને શરીફના કીધેલા ઇંગરેજી તરજુમાના પ્રાથમિક વાદના ૩૪મા પૃષ્ટ ઉપર લખ્યુ છે. અને તેણે મોહટી મોહટી સનદવાળી કીતાબોના આધારે લખેલછે.

શું જાણું? હું તેમનો ચોકીદાર તો છુ નહીં. કાફેરોનો હેતુ હઝરત મોહમ્મદ સ૦ને મારી નાંખવાનો હતો તેથી તેઓએ હઝરતે અલી અ૦ને મુકી દીધાં.

આ ઉપરથી હઝરતે અલી અ૦ ન્હાનપણથી હ૦ મોહમ્મદ સ૦ના કેવા જાંનીસાર અને સાચા શિષ્ય હતા તે સાબિત થાય છે.

## હ૦ અલી અ૦નું મદીને જવું.

પછી હઝરતે અલી અ૦ હઝરત મોહમ્મદ સ૦ની આજ્ઞા અનુસાર સર્વે અમાનતો જેની જેની હતી તેને સોંપીને પગે ચાલતાં મદીને ગયાં, જ્યારે તેમના આવવાના સમાચાર હઝરતે મોહમ્મદ સ૦ને પહોંચ્યા ત્યારે તેઓએ કહ્યું કે તેને મ્હારી પાસે લાવો, લોકોએ કહ્યું તેમનાથી અવાય તેમ નથી કેમકે તેમના પગો સુજી ગયા છે. આ સાંભળીને હઝરતે મોહમ્મદસ૦ પોતે તેમની પાસેગયા અને તેમને ભેટયા. જ્યારે તેઓએ તેમના પગોને સુજેલાં અને લોહી ટપકતાં જોયાં ત્યારે તેમની આંખોમાં ઝળ ઝળીયાં ભરાઇ આવ્યાં, હઝરતે મોહમ્મદ સ૦ પોતાના મોંહ મુબારકનું પાણી તેમના પગ ઉપર ગસળ્યું અને ખુદાની દરગાહમાં દોઆ માંગી—તરતજ હઝરતે અલી અ૦ના પગ સારા થઇ ગયા, અને ત્યાર પછી કદી પગોમાં કોઇ પણ પ્રકારનું દુઃખ થયું નહીં.

## ઈસ્લામી ભાઇચારો.



હઝરતે મોહમ્મદ સ૦મે મદીનામાં આવી જે કામો કીધાં તે-માંનું એક મુસલમાનોમાં ભાઇચારો (Brotherhood) બાંધવાનું હતું પ્રથમ તેઓએ મોહાજીર અને અનસાર વચ્ચે ભાઇચારો બાંધ્યો, પછી કુરેશીયોમાંથી એકને બીજાનો ભાઇ બનાવ્યો. હ૦ અબુબકરને હ૦ ઉમરના, તલહાને ઝેબૈરના, અબુઝરે ગફફારીને મિકદાદના ભાઇ બનાવ્યા, પરંતુ હઝરતે અલી અ૦ને કોઇના ભાઇ બનાવ્યા નહીં તેથી હઝરતે અલીઅ૦ કાંઇ દીલગીર થઇ ત્યાંથી ચાલ્યા ગયા...પછી હઝ-રતે મોહમ્મદસ૦મે તેમને બોલાવીને કહ્યું કે "જેણે મને પ્રગટ કીધો છે તેની મને કસમ છે ખરેખર મેં તને નથી રાખ્યો પણ મ્હારા પોતાના (નફસ) માટે, કે તુ મ્હારો ભાઇ છે, હું ત્હારાથી ભાઇચારો બાંધીશ, અને જેવી રીતે હારૂન મુસા* અ૦ને હતા તેવી રીતે તુ મને છે પરંતુ મુજ પછી કોઇ નબી—પૈગમ્બર નથી, અને તુ મ્હારો ભાઇ અને મ્હારો વારસ છે."



## હઝરત અલી અ૦ના જનાબે ફાતેમા અ૦ સાથે નીકાહ.

---

કુરેશના મોહટા મોહટા અકાબેરો જેવાં કે હઝરત અબુબકર

---

* હ૦ મુંસા અ૦ અને હ૦ હારૂન બન્ને ભાઇયો તથા બન્ને પૈગમબર હતા.

હઝરત ઉમર રદી૦ ઇત્યાદી બીજાં ઘણાંઓએ હ૦ મોહમ્મદ સ૦ પાસે તેમની પુત્રી જનાબે 'ફાતેમતુઝઝહરા'ના લગ્નની માંગણી કીધી હતી પરંતુ તે હઝરતે તેમની માંગણી ન સ્વીકારતાં ખુદાના હુકમથી હઝરતે અલી અ૦ ની સાથે પોતાની પુત્રીના નિકાહ કીધા.

## બદરની લડાઇ.

હઝરતે અલી અ૦ એ ૧૬ વર્ષની વયથી કાફેરોની સાથે જેહાદ કરવો શરૂ કીધો હતો. હી૦ સ૦ ૨ના રમઝાન માસમાં હ૦ મોહમ્મદ સ૦ અને કાફેરો વચ્ચે બદર નામની જગ્યાએ યુદ્ધ જામ્યું. આ વખતે હઝરતે અલી અ૦ સર્વે મુસલમાનો કરતાં ન્હાની વયના હતા. આ બદરના યુદ્ધમાં કાફેરોમાંના ૭૦ જણ મુસલમાનોના હાથે માર્યા ગયા જેમાંના અરધો અરધ હઝરતે અલી અ૦એ પોતે એકલે કતલ કીધા હતા. કાફેરોમાંના શૈતાનો અને હઝરતે મોહમ્મદ સ૦ના કટ્ટા શત્રુઓ આઝ ઇબ્ને સઇદ, હનઝલા, અદી, નૈફીલ બિન ખોયલદ વીગેરેને હઝરતે અલીએ ચુંટી ચુંટીને કતલ કીધાં હતાં.



## ગઝવએ કોદર,

ઈબ્ને અસીર લખે છે કે હી૦ ૧ માં કોદરની લડાઇ થઇ. બની સલીમે એકઠાં થઇને મદીના ઉપર ચઢી આવવાનો વિચાર કીધોહતો, હઝરતે મોહમ્મદસ૦ને ખબર પડતાંજ તેમના ઉપર હુમલો કર્યો હતો.

ઈસ્લામી વાવટો હઝરતે અલી અ૦ ના હાથમાં હતો, તેઓ જઈને લુંટમાં તેમનાં ઊંટો બકરીયો અને બીજો ઘણો માલ લાવ્યા હતા.



## ગઝવએ ઓહદ.



હી૦ સ૦ ૩ માં આ લડાઇ થઇ. આ લડાઇમાં હઝરતે મોહમ્મદસ૦ના કાકા હઝરતે હમઝા શહીદ થયા. આ લડાઈમાં પણ ઈસ્લામી વાવટો હઝરતે અલીઅ૦ના હાથમાં હતો, તેઓએ આ લડાયમાં ઘણા ઘણા મોહટા નામી લડવૈયાઓ અને કાફેરોને કતલ કર્યા જેમની સંખ્યા બાંત્રીસ અથવા તેથી વધારે ગણાય છે. આ લડાઈમાં હઝરતે અલી અ૦ ને ઘણાં ઝખમો વાગ્યાં હતાં. હઝરતે અલી અ૦ પોતે ફરમાવે છે કે જ્યારે મ્હારા જમણા હાથમાં ઝખમ વાગવાથી વાવટો પડી ગયો ત્યારે હ૦ મોહમ્મદસ૦મે ફરમાવ્યું કે **તેના ડાબા હાથમાં આપો કે તે આ લોક તથા પરલોક (દીન દુન્યા બન્ને)માં મ્હારો અલમબરદાર—વાવટો ઉપાડનાર છે.**

અબદુલ્લાહ ઇબ્ને અબ્બાસથી રીવાયત છે કે હઝરતે અલી બદરની લડાઇ તથા બીજી બધી લડાઇયોમાં હઝરતે મોહમ્મદ સ૦ના અલમદાર હતા. સોઅલબા ઇબ્ને માલીક કહે છે કે દરેક લડાઇમાં સઅદ ઇબ્ને એબાદા અલમબરદાર થતા પરંતુ જ્યારે લડાઇ શરૂ થતી ત્યારે હઝરતે અલી અ૦ને અલમ (વાવટો) આપી દેતા, જેનું મુખ્ય કારણ એ હતું કે આરબ લોકો લડાઇના સમયે અને એક બીજા

ઉપરના હુમલા વખતે જે મનુષ્ય પીઠ બતાવી નાસે નહીં અને અલમ ફેંકી દે નહીં એવાનેજ અલમ સોંપતા હતા. અને ખરેખર તેવા હઝરતે અલીઅ૦જ હતા.

હી૦ સ૦ ૩ માં હઝરતે અલી અ૦ ને ત્યાં જનાબે ફાતેમા અ૦ ના બતન મુબારકથી હઝરતે ઈમામે હસન અ૦ અને હી૦ સ૦ ૪ માં હઝરતે ઇમામે હુસયન અ૦ જન્મ પામ્યા. તે હઝરતે તેમનાં નામ ખુદાના હુકમથી હારૂન અ૦ ના પુત્રો શબ્બરો શબ્બીર ના નામો ઉપર હસન અને હુસયન રાખ્યાં. આ નામોને જાહેલીયતના સમયમાં કોઇ જાણતું નહોતું. હઝરતે ઇમામે હુસયન અ૦ પોતાની માતાજીના પવિત્ર પેટ મુબારકમાં ૭ માસ રહી જન્મ પામ્યા છે. અને આગાઉ હઝરતે ઇસા અ૦ અને કેટલાંકના મત પ્રમાણે હઝરતે યહયા અ૦ વિના બીજો કોઇ એવો દાખલો બનેલો નોંધાયો નથી.



## ગઝવએ ખંદક.

હી૦ સ૦ ૫ માં આ લડાઇ થઇ હતી, કાફેરોએ મદીના ઉપર ચઢાઇ કરવાનો વિચાર કીધો હતો. જેથી હઝરતે શેહરની આસપાસ ખાઇયો ખોદાવી હતી અને તેથી એ ખાઇયો એટલે ખંદકની લડાઇ કહેવાય છે. આ લડાઇમાં અમર બીન અબ્દેવદ નામનો લડવૈયો જે હજાર લડવૈયાઓની બરાબર ગણાતો હતો તે મૈદાનમાં ઉતરી આવ્યો હતો, અને ઘાંટા કાઢી રજઝ ભણતો હતો, હઝરતે અલી અ૦જ તેના મુકાબલા માટે ગયા હતા, તે લડવઈયાનો મુસલમાનો-માં હઝરત અલીઅ૦ શીવાય બીજો કોઇપણ મુકાબલો કરી શકે તેવો

નહતો, તેથી હ૦ મોહમ્મદ સ૦ મે તે વખતે ફરમાવ્યું હતું કે "પુર્ણ ઈસલામ[1] પુર્ણ કુફ્રના મુકાબલા માટે નીકળેલ છે." હઝરતે અલી અ૦ મે તેના રજઝના જવાબમાં કહ્યું કે "ત્હારાપર અફસોસ કે ત્હારા મુકાબલામાં એ માણસ આવે છે કે જે ત્હારો જવાબ દેવામાં લગારે લાચાર નથી, ખરેખર તે દેખતો દ્રઢ નિશ્ચયવાળો અને સૌભાગીને મુક્તિ દેનારો છે. નિસંશય હું તને મારીને તારા માટે ડોશીઓને રડાવીશ, અને રણસંગ્રામમાં તેનું વર્ણન બાકી રહેશે."

આ સાંભળીને અમરે કહ્યુંકે તમે કોણ છો? હઝરતે અલી અ૦ મે કહ્યું હું અલી ઇબ્ને અબીતાલિબ હ૦ મોહમ્મદ સ૦ નો ભાઇ અને જમાઇ છું. અમરે કહ્યું તમારા પિતા મારા મીત્ર હતા તેથી મારો ભાલો તમને ઠાર કરે એ મને સારૂં લાગતું નથી, હઝરતે અલી અ૦ મે કહ્યું એ વાત મુકી દે; મેં સાંભળ્યું છે કે તેં એવું વચન આપ્યું છેકે જે માણસ મારી આગળ ત્રણ વાતો ધરશે તેમાંની એક કબુલ કરીશ તો હમણાં પણ મારી ત્રણ વાતોમાંની એક કબુલ કર, તેણે કહ્યું કહો, હઝરતે અલી અ૦મે કહ્યું, પહેલાં તો એ કે તુ ઇસ્લામ ભણી મુસલમાન થા, અથવા તુ ત્હારા લશ્કરને લઇને પાછો ચાલ્યો જા. અમરે કહ્યું પહેલી વાત મને મંજુર નથી, બીજી સંબંધી એ કે જો હું એમ કરૂં તો અરબ સ્ત્રીઓ મને મ્હેણાં મારે અને અમરૂ લડાઇમાંથી પુંઠ ફેરવી નાશી ગયો અને જે લોકોએ તેને સરદાર બનાવ્યો હતો તે લોકોને નીચું જોવરાવ્યું એવાં ગીત ગાય. હઝરતે અલી અ૦

૧—હઝરતે અલી. અ૦ ૨—અમર બિન અબ્દેવદ.

કહ્યું બીજી વાત એ કે તું ઘોડા ઉપરથી નીચે ઉતારી મ્હારી સાથે કુસ્તી કર; અમરે કહ્યું હું મ્હારા દોસ્તના પુત્રને કતલ કરવા ચાહતો નથી. હઝરતે અલી અ૦મે કહ્યું પણ હું તને ખુદાની કસમ કતલ કરવા ચાહુંચું, આ સાંભળી તેગુસ્સેથઇ તરતજ ઘેડા ઉપરથી નીચે ઉતરી આવ્યો અને વાર કરવા શરૂ કર્યા. હઝરતે અલી અ૦ અને તેની વચ્ચે ઘણા લાંબા વખત સુધી અટાપટા થતા રહ્યા, અમરે ક્રોધાયમાન થઇ હઝરતના માથા ઉપર તલવાર મારી જે ઢાલને કાપીને માથા મુબારકમાં ઉતરી પડી, તે હઝરતે તેના ઉપર અમામો મજબુત બાંધી લડાઇ શરૂ કીધી અને આખરે અમરના પગ કાપી તેને ફેંકી તેની છાતી ઉપર ચઢી તેનું માથું કાપી નાંખ્યું. પછી તેનો પુત્ર જે પાસે હતો તેના ઉપર હુમલો કરી તેને પણ કાપી નાંખ્યો, અને પછી તરતજ હઝરતે મોહમ્મદ સ૦ ની શેવામાં હાજર થયા. તે વખતે તેમના માથામાંથી લોહી વહેતું હતું—હઝરતે તે જોઇને ફરમાવ્યું કે—**કંતલો અંલીયન, લેઅમરબ્ન અબ્દેવદ અફ્ઝલો મિન્એબાદતિ સ્સકલેન.** એટલે અલી અ૦ નું અમર ઇબ્ને અબ્દેવદને કતલ કરવાનું કામ જીન્નાત અને ઇનસાનોની ઇબાદત (ભકિત) કરતાં વધારે શ્રેષ્ઠ (અફઝલ) છે.

જ્યારે અમરના કતલ થવાના સમાચાર તેની બ્હેનને મળ્યા ત્યારે તેણીએ પુછ્યું કે અમરને કોણે કતલ કર્યો ? લોકોએ કહ્યું કે **અલી ઇબ્ને અબુતાલિબે**, તેણીએ કહ્યું "અમર બિન અબ્દેવદને કતલ કરનાર અલી શીવાય બીજો કોઇ હોત તો હમેશાં હું તેનામાટે રડત અને વીલાપ કરત, પરંતુ તેને કતલ કરનાર એમાણસ છે કે જેના સંબધમાં કોઇ એબ અથવા ખામી નથી અને તે હમેશાથી **શેહરનો સરદાર** કહેવાયો છે."

સઘળાં ઐતિહાસ લખનારા એ વિશે એકમત છે કે ખંદકની લડાઇમાં હઝરતે અલી અ૦ શીવાય બીજા કોઇની તલવાર નીકળી નથી. અમર જેવા સરદારના કતલ થવાથી કાફેરોની હીમ્મતો તુટી ગઇ અને તેઓ વીલા ગોઢે પાછા ફર્યા.



## જંગે ખૈબર.



હી૦ સ૦ ૬ માં ખૈબરની લડાઈ થઇ. આ વખતે હઝરતે અલી અ૦ની વય એકત્રીસ વર્ષની હતી. અબુમોહમ્મદ બિન હશશામ "સીરતુન્નબુ-બાહ"માં સલમા બિનુલ અકુઅથી હદીસ લખે છે કે" અમે હ૦ મોહમ્મદ સ૦ ની સાથે ખૈબરની તરફ ચાલ્યા, તે વખતે મ્હારા કાકા આમીર નીચે પ્રમાણે રજઝ ભણતા હતા—"જો ખુદા અમને સત્ય માર્ગ ન દેખાડત તો અમે ન નમાઝ પઢત ન રોઝા રાખત; અમે ત્હારી કૃપાવડે ત્હારીજ સહાય માંગીયે છીએ, જ્યારે અમે શત્રુઓની સામે જઇયે ત્યારે તું અમારા પગ દ્રઢ રાખજે, અને તુ અમોને શાંતી દેજે ! આ સાંભળીને હઝરતે મોહમ્મદ સ૦ ગે ફરમાવ્યું કે આ કોણ બોલે છે? સાથીયોએ કહ્યું કે આમીર છે, હઝરતે ફરમાવ્યું હે ! આ-મીર ખુદા ત્હારી મગફેરત કરે (એટલે ત્હારૂં મોક્ષ થાય) હઝરતે મોહ-મ્મદ સ૦ જેના માટે ખાસ મગફેરતની આવી રીતે દોઆ ફરમાવતા તે ખચીત શહીદ થતો, હઝરતે ઉમરે રદી૦ કહ્યું યા ! મોહમ્મદ સ૦ ! અમને પણ આ દોઆમાં દાખલ કર્યા હોત ! જ્યારે અમે ખૈબરના કીલ્લા પાસે પહોંચ્યા ત્યારે મરહબ યહુદી બહાર નીકળ્યો અને તલવારને ફેરવતો ફેરવતો બોલ્યો કે—"આખું ખૈબર જાણે છે

કે હું મરહબ છું, લડાઇનાં હથીયારો કેમ વાપરવાં તેનો ઘણોજ અનુભવી અને બહાદુર છું" મ્હારા કાકા આમિર તેના મુકાબલામાં ગયા અને બોલ્યા કે "આખું ખૈબર જાણે છે કે હું આમિર છું લડાઇનાં હથીયારો વાપરવામાં કુશળ અને બહાદુર છું અર્થાંત—બન્નેમાં ઝપાઝપી શરૂ થઇ, મરહબની તલવાર આમિરના ઘોડાને વાગી તેથી તે એટલો ઉછળવા લાગ્યો કે આમિર પડતાં પડતાં રહી ગયા, અને એવામાં આમીરની પોતાની તલવાર તેમના ઘોરી નસ ઉપર પડી અને તેથી તેઓ બેશુધ્ધ થઇ ભોંય ઉપર પડયા. અને શહીદ થયાં. ..........પછી હઝરતે મોહમ્મદ સ૦ મે ઇસ્લામી વાવટો (અલમ) હઝરતે અબુબકર રદી૦ ને આપી લડવા મોકલ્યા પરંતુ તેઓ તે મજબુત કીલ્લાને ફતેહ કરી શકયા નહીં. બીજે દીને હઝરતે ઉમર રદી૦ વાવટો લઇ લડવા ગયા પરંતુ તેઓ પણ ફતેહ પામ્યા વિના પાછા આવ્યા...તેથી હઝરતે મોહમ્મદ સ૦ ફરમાવ્યું "કાલે હું **એક એવા માણસને અલમ—વાવટો આપીશ કે જે અલ્લાહ અને અલ્લાહના રસુલને દોસ્ત રાખે છે."** આથી સર્વે માણુસો, અલમ કોને મળશે એ સંબંધે વિચારમાં પડી ગયા હઝરતે મને હઝરતે અલી અ૦ ને બોલાવી લાવવાની આજ્ઞા કીધી. હઝરતે અલી અ૦ની આ વખતે આંખો દુ:ખતી હતી અને તેઓ લસ્કરમાં નહતાં પરંતુ લસ્કરીયોનો ખોરાક દળવા ઘંટીએ બેસ હતા...તેઓને હું બોલાવી ગયો હઝરતે પોતાના મોંહનું પાણી તેમની આંખો ઉપર ચોળ્યું એટલે તેઓ સારા થઇ ગયાં. હઝરત અલી ફરમાવે છે કે ત્યાર પછી મને કદી સરદી અથવા ગરમીએ અસર કીધી નથી તેમજ ન મ્હારી આંખો દુ:ખવા આવી છે......હઝરતે મોહમ્મદ સ૦મે તેમને અલમ

આપ્યો.....મરહબ બીજીવાર કીલ્લાની બહાર નીકળ્યો અને ગર્વપુર્વક કેટલાક શેઅર (કાવ્ય)બોલ્યો—હઝરતે અલીએ તેનો નીચે મુજબ જવાબ વાળ્યો—"મ્હારી માતાજીએ મ્હારૂં નામ હયદર[1] પાડયું છે, શુરવિરતાના વનનું વિક્રાળ પ્રાણી છું, મ્હારા ઉભયદંદ (બન્ને બાજુ) પુષ્ટ અને મ્હારી ડોક સખત છે, ભયાનક વિક્રાળ આકૃતિનો વનરાજ (જંગલનો શેર) છું, શમશેરના મોહટા માપથી તમને માપીશ, તમને એક એવો ઘા મારીશ કે જેથી તમારી પીઠના ટુકડે ટુકડા થઇ જશે, ભાલાને મજબુતીથી ભોંયમાં ગાડું છું, શમશેરથી કાફેરોની ગરદનો કાપુ છું. માનવંતી કોમના શુરમાં ભરપુર નવજવાનનો ઘા છે, એટલા માટે કે તેઓ સત્ય (હક)ને ત્યજે છે અને હલકાઇ તથા અસત્યને પકડે છે, હું તમારામાંથી સાત અથવા આઠ જણાઓને ઠાર કરીશ જેઓ સર્વે દુષ્ટમાં દુષ્ટ અને પાપીમાં પાપી છે. આ સાંભળતાંજ તે મરહબ પ્હેલવાન ક્રોધાગ્નીથી રાતોચોળ બની ગયો અને તલવાર ઉગામી હઝરતે અલી પર વાર કરવા ગયો પરંતુ એટલામાં તો હઝરતે અલી અ૦મે એવી ત્વરાથી તેના માથા ઉપર પોતાની તલવાર મારી કે તે તેની લોખંડની ટોપીને ચીરી તેને તથા તેના ઘોડાને કાપતી નીચે ઉતરી પડી. અને તેનાં બે ફાડચાં થઇ ગયાં[2] હઝરતે અલી અ૦ની તલવાર તેના માથાની લોખંડની ટોપી ઉપર એવા તો જોમથી પડી કે તેનો ઝણકારો લશ્કરમાં સંભળાયો હતો. "સલમા" કહે છે કે હું

---

૧—વિક્રાળ વાઘ.

૨—હઝરતે અલી અ૦ ની તલવારમાં એવો કાઇ ગુણ હતો કે જેના ઉપર પડતી તેનાં બરાબર બે ફાડચાં કરી નાંખતી.

હઝરતે અલી અ૦ ની પછાળ પાછળ જતો હતો તેઓએ "કમુસ" નામના કીલ્લાની પાસે જઇ પોતાનો બાલો ખોડયો એક યહુદીએ કીલ્લા ઉપર ચઢીને પુછ્યું કે તું કોણ છે? હઝરતે ફરમાવ્યું હું અલીઇબ્ને અબીતાલિબ છું. યહુદીએ કહ્યું ખુદાની કસમ, તમે વિજય-ફતેહ પામશો, ખુદાએ મુસા અ૦ ઉપર પોતાની વાણી (કલામ) જુઠી ઉતારી નથી*...એટલામાં એક યહુદીએ નીકળીને આપના હાથ ઉપર વાર કર્યો, તેઓએ તરતજ ઢાલ ફેંકી દઇ કીલ્લાના દરવાજાને ઉખાડી ઢાલની જગ્યોએ પકડી લડવું શરૂ કીધું અને જેટલા યહુદીયો લડતૈયા હતા તે સર્વેને કતલ કરી નાંખ્યા અને જ્યારે કીલ્લાને સર કરી લીધો ત્યારે તેઓ તે દરવાજાને પીઠ ઉપર અથવા હાથ ઉપર ઉચકીને ખાઈમાં ઉભા રહ્યા, જેના ઉપર થઇને સર્વે મુસલ્લમાન લશ્કરીયો કીલ્લામાં દાખલ થયાં, અહા ! શું હૈદરી બળ !! કે આખા દરવાજાને ઊંચકી મુસલ્લમાનો માટે પુલ બનાવી દીધો ! જાબિર ઇબ્ને સમરા કહે છે કે તે પછી અમે ચાળીસ જણાઓએ તે દરવાજો ઉચકવાની મેહનત કીધી હતી પણ ઉંચકી શકાયો નહતો. અને કનઝુલ્લ આમ્માલના લખનાર કહે છે કે આ હદીસ ઘણીજ સહીહ છે, બીજી રીવાયતમાં છે કે સાઠ માણસોએ તેને ફેરવવાની મેહનત કીધી હતી પણ વ્યર્થ ગઇ હતી.........પછી તે હઝરત યહુદીયોના સરદાર હય ઇબ્ને અખતબની પુત્રીને પકડી લાવ્યા, હઝરતે મોહમ્મદ સ૦ મે તેણીને એક સહાબી (શિષ્ય)ને સોંપી; પરંતુ તે યુવતીએ રડીને કહ્યું કે હું

* હઝરતે મુસા અ૦ ઉપર ઉતરેલી તવરાતમાં કહેવામાં આવ્યું છે કે ખૈબરના કીલ્લાને અલી ઇબ્ને અબીતાલીબ ફતેહ કરશે, તેથી તે યહુદીએ એ મુજબ કહ્યું.

બાદશાહની પુત્રી છું મ્હારી સાથે એમ વર્તવું જોઇએ નહીં જેથી હઝરતે મોહમ્મદ સ૦ મે તેણીને પોતાની બીબીયોમાં દાખલ કરી તેનું મન રાખ્યું.

આ લડાઇમાં હઝરત અલી અ૦ એવી બહાદુરીથી લડયા હતા કે ફીરીશ્તાઓ બોલી ઉઠયા હતા—લાફતા ઇલ્લા અલી લા સયફ ઇલ્લા ઝુલફકાર (અલી વિના વિજય નથી અને ઝુલફકાર વીના કોઇ તલવાર નથી)



## આયએ મુબાહલા.



આ દીવસોમાં નજરાનના કેટલાક ખ્રીસ્તીયોએ હઝરતે મોહમ્મદ સ૦ ને પુછયું કે તમે ઇસુખ્રીસ્ત સંબંધી શું કહો છો? હઝરતે ફરમાવ્યું તે ખુદાનો શેવક (બંદો) અને તેનો પાક કલેમો (પવિત્ર શબ્દ) છે. ખ્રીસ્તીયોએ કહ્યું નહીં તેતો ખુદા છે તેને તમે શેવક કહો છો? તેઓ પિતા વિના જન્મ પામ્યા છે, જયાં સુધી તમે તેમને "ખુદાનો પુત્ર"* કહેશો નહીં ત્યાંસુધી અમે તમારાથી ખુશ થઇશું નહીં ...આ ઉપરથી ખુદાએ હઝરત મોહમ્મદ સ૦ ઉપર મોબાહલાની આયત ઉતારી કે "ખરેખર જે લોકો એમ કહે છે કે મરિયમનો દીકરો મસીહ (ઇસુ) ખુદા છે તે લોકો કાફર થઇ ગયા; હો રસુલ! જે માણુસ ત્હારી સાથે ઇલ્મ (જ્ઞાન) આવ્યા પછી ઝગડો કરે તેને કહે કે આવો આપણે, અમારા બેટાઓ✧ અને તમારા બેટાઓને,

* ઇબ્નુલ્લાહ. ✧ હઝરતે ઇમામે હસન અને હઝરતે ઇમામે હુસયન અ૦

અમારી સ્ત્રીઓ* અને તમારી સ્ત્રીયોને અને અમારા પ્રાણ◆ (નફ્સ) અને તમારા પ્રાણોને બોલાવીયે પછી દોઆ (પ્રાર્થના) કરીયે અને જુઠાઓને ખુદાનો શ્રાપ દઇયે," આવી આજ્ઞા થવાથી હઝરતે મોહમ્મદ સ૦ મે ખ્રીસ્તીઓને મોબાહલા માટે બોલાવ્યા. તેઓ સવારનો વાયદો કરી ગયા. હઝરત બીજે દીને સવારે હઝરતે અલી, હઝરતે ફાતેમા, હઝરતે હસન અને હઝરતે હુસયન અ૦ ને લઇને ખ્રીસ્તીયોના મુકાબલામાં ગયા. અલકફ નામના ખ્રીસ્તીએ આ સાહેબોને જોઇને કહ્યું કે ખુદાની કુસમ હું આ લોકોના ચ્હેરાઓને જોઉં છું કે જો તેઓ પર્વત પોતાની જગ્યાએથી ખશી જાય એવી દોઆ માગે તો તે પણ કબુલ થાય માટે તેમની સાથે આપણે મુબાહલો કરવો જોઇએ નહીં, નહીંતો તેમના શ્રાપથી પૃથ્વિ ઉપર કોઇ ખ્રીસ્તી જીવતો રહેશે નહીં........પછી તે અલકફ હઝરતની શેવામાં હાજર થઇ મુબાહલાનો ઇન્કાર કરી ગયો......હઝરતે તે વખતે દુઆ કીધી કે "હે! ખુદાતઆલા આ મ્હારી અહલેબૈત છે."

* જનાબે ફાતેમત ઝુહરા અ૦ ◆—હઝરતે અલી અ૦ છે.

આ આયતમાં ખુદાએ હઝરતે અલી અ૦ ને, પોતાના પ્યારા પૈગમ્બર હ૦ મોહમ્મદ સ૦ ના પ્રાણ નફ્સ ગણેલ છે.

———*———

## આયએ તતહીર.



ઇમામ અહમદ મુસલીમ અને તીરમીઝી જનાબે આયશા રદી૦ થી રીવાયત કરે છે કે એક દહાડો હઝરતે મોહમ્મદ સ૦ એક કાળા

વાળ વાળી ધાબળી જેમાં ધારીગો પડેલી હતી, ઓઢીને બાહેર પધાર્યા, એટલામાં હઝરતે હસનૈન અને હઝરતે ફાતેમા અને હઝરતે અલીઅ૦ આવી પહોંચ્યા, તેઓને ધાબળીમાં લઇને તેઓ આયએ તતહીર પઢ્યા કે જેમાં ખુદા ફરમાવે છે કે—બીજુ કાંઇ નથી પણ તહકીકકે ખુદાએ ઇરાદો કર્યો કે તમો અહલેબૈતથી તમામ ગુનાહ વી૦ ખરાબ બાબતો દુર કરે અને તમોને પાક કરે જે પાક કરવાનો હક છે.

આ આયતના આધારે એ પાંચ સાહેબો પાક પાકીઝા અને મઅસુમ ગણાય છે અને તેથીજ "પંજેતનેપાક" કહેવાય છે, અને ઈમામ હુસયન અ૦ ની ઔલાદના નવ ઇમામો થયા તેઓ પણ એમાંજ દાખલ છે, અને એ ૧૪ માઅસુમ ( ગુનાહથી પાક ) કહેવાય છે.



## તબુક.

તે પછી હઝરતે મોહમ્મદસ૦ મે તબુક તરફ જવાનો નિશ્ચય કીધો તેઓએ હઝરતેં અલી અ૦ ને ફરમાવ્યું કે "મદીનાની સ્થાતિ એવી છે કે તમારે અથવા મ્હારે બેમાંથી એકને અહીં રહેવું જોઇએ."

✤ ઉપરની આયએ મુબાહલા તેમજ આ આયએ તતહીર અને બીજી કેટલીક અહલેબૈત અ૦ ના ફઝાએલની આયતોની તફસીર ખુલાસાથી વાંચવી હોય તો રાહેનજાતના અધીપતી હાજી ગુલામઅલી હાજી ઇસમાઇલે તાલીફ કરેલી ગુજરાતી મ્હોટી કુરઆને શરીફની તફસીર અનવારૂલ બયાનમાં જુઓ.

........પછી હઝરતે મોહમ્મદ સ૦ હઝરતે અલી અ૦ ને પોતાના પ્રતિનીધી—ખલીફા તરીકે મદીનામાં મુકતા ગયા......હઝરતે મોહમ્મદ સ૦ નું મદીના છોડવા પછી લોકો માંહોમાંહી કહેવા લાગ્યા કે હઝરત મોહમ્મદ સ૦ને હઝરતે અલીઅ૦થી કાંઇ માઠું લાગ્યું હશે તેથી તેમને અહીં મુકી ગયા છે, આ વાત હઝરતે અલી અ૦ને કાને પડવાથી તેઓ તરત હઝરતે મોહમ્મદ સ૦ને જઇ મળ્યા, હઝરતે પુછ્યું હે! અલી અહીં કેમ આવ્યા? તેમણે કહ્યું લોકો આવી આવી વાતો કરે છે હઝરતે મોહમ્મદ સ૦ હંમેશાને ફરમાવ્યું કે "હે! અલી મુસાની પાસે જેવી હારૂનની પદવી હતી તેવી પદવી ત્હારી મ્હારી પાસે છે એથી તું શું રાજી નથી! પરંતુ મ્હારી પછી નબી નથી"...... હઝરતે અલી અ૦મે અરઝ કીધી હું દેવાદાર થઇ ગયો છું, મ્હારો વીચાર એવો છે કે જેહાદમાં આવી લુટના માલમાંથી ભાગ પામું અને મ્હારૂં દેવું વાળું. હઝરતે ફરમાવ્યું હે! અલી તમે મદીને જાઓ તમને મ્હારા બરાબર ભાગ મળશે.



## સુરએ બરાઅત.



જ્યારે હઝરતે મોહમ્મદ સ૦ તબુકથી પાછા આવ્યાં ત્યારે કુર૦ આનમાંના બરાઅતના સુરાની શરૂઆતની ૪૦ આયતો ચાળીસ મા૦ ણુસો સહીત હઝરતે અબુબકર રદી૦ને આપીને મક્કાની તરફ મોકલ્યા કે મુશરીકોને હજની મોસમમાં સંભળાવે. હ૦અબાબકર રવાના થયા, તે પછી જીબરઇલે આવીને અરજ કરી કે ખુદા ફરમાવે છે કે" આ સુરો કોઇ પહોંચાડી શકતુ નથી પણ તું અથવા જે તારાથી હોય તે," આ હુકમ થવાથી હઝરતે રસુલેખુદાએ હઝરતે અલી અ૦ને તેમની

પાછા રવાના કીધા અને કહ્યું કે હ૦ અબુબકર રદી૦ જ્યાં હોય ત્યાં તેમની પાસેથી બરાતનો સુરો લઇ તમે જઇ મક્કા વાળાને સંભળાવો.........હઝરતે અલી હજ્ફામાં તેમને જઇ મળ્યા અને તેમની પાસેથી તે સુરો લઇ મક્કામાં જઇ મક્કા વાશીયોને સંભળાવ્યો.



## બયઅતે રીઝવાન.



હી૦ સ૦ ૮ માં હઝરતે રસુલે ખુદા સ૦ મક્કે જવા નીકળ્યા, રસ્તામાં હઝરતને સમાચાર મળ્યાં કે કાફેરોએ મુસલમાનોને મક્કામાં નહીં જવા દેવાના પક્કા કરાર અને નિશ્ચય કીધા છે. આ ઉપરથી હઝરતે તેમની તરફ હઝરતે ઉસમાન રદી૦ ને એલચી તરીકે મોકલ્યા કાફેરોએ તેમને કૈદ કરી લીધા અને અહીં મુસલમાનોમાં એવી અફવાઓ ઉડી કે તેમને શહીદ કરી નાંખ્યા, આ ઉપરથી હઝરતે એક ઝાડની નીચે પોતાના સર્વે સાથીયેથી લડવા સંબંધે બૈઅત લીધી. જે બૈઅતે રીઝવાનના નામથી પ્રસિધ છે.



## હોદબીયાહનું સુલાહનામુ.



જ્યારે કાફેરોને એવા સમાચાર મળ્યા કે હઝરતે બૈઅત લીધી છે ત્યારે તેઓ મુસલમાનો સાથે, તેઓ (મુસલમાનો) આ વરસે મદીને પાછા જાય અને આવતા વર્ષે મક્કે આવે, એવી શરતે સલાહ કરવા

તૈયાર થયા, હઝરતે તે શરત મંજુર કરી હઝરતે અલી અ૦ને સુલેહનામું લખવા હુકમ આપ્યો. જે હોદબીયાનું સુલેહનામું કહેવાય છે. જ્યારે હઝરતે અલી અ૦મે આ પ્રમાણે લખ્યું કે "આ સુલેહનામું મોહમ્મદ રસુલુલ્લાહ તરફથી છે" ત્યારે સહલ ઇબ્ને અમર બોલ્યો કે હે ! મોહમ્મદ ! જો અમે તમને રસુલલ્લાહ (ખુદાના પૈગમ્બર) માનતા હોત તો તમારી સાથે શામાટે લડત? માટે એ શબ્દ કાઢી નાંખો. હઝરત અલી અ૦મે ફરમાવ્યું હું કદી પણ એને છેકી નાંખીશ નહીં. હઝરતે ફરમાવ્યું હે ! અલી એ શબ્દ ક્યાં છે મને દેખાડો, પછી હઝરતે પોતે તેને કાઢી નાંખી ફરમાવ્યું કે હે ! અલી થોડાજ વખતમાં તમારી સાથે પણ એવી રીતે વર્તવામાં આવશે, અને તમને પણ એવીજ ફરજ પડશે. હઝરત મોહમ્મદ સ૦ ની આ ભવિષ્યવાણી સીફ્ફીનની લડાઇમાં સાચી પડી જે વિશે આગળ વર્ણન આવશે.



## મક્કાની ચઢાઈ.

પછી હઝરત હી૦ સ૦ ૧૦ માં મક્કેમહામોહટી જાહો જલાલીથી જઇ પહોંચ્યા, અને હઝરતે અલી અ૦ ને કાબામાં આવેલી સર્વે મુર્તીયો તોડી પાડવાનો હુકમ આપ્યો, હઝરતે અલી અ૦મે સર્વે મુર્તીયોનો નાશ કીધો. આએજ વર્ષમાં હુવાઝન અથવા હોનૈનની લડાઇ થઇ હતી અને તેમાં પણ હઝરતે અલી અ૦ મેંજ શત્રુઓના મહાભારત દળને મારી કાપી વિખેરી નાંખેલું હતું.

## ૯૦ અલી અ૦ નું યમનને જવું.



તે પછી હઝરતે મોહમ્મદ સ૦ મે ખાલિદ બિન વલીદને યમનના લોકોને મુસલમાન બનાવવા મોકલ્યો; ખાલિદ ત્યાં ૭ મહીના સુધી ઇસ્લામનો બોધ કરતો રહ્યો પણ કોઇ મુસલમાન થયું નહીં; તેથી હઝરતે મોહમ્મદ સ૦ મે હઝરતે અલી અ૦ ને મોકલ્યા. હઝરતે અલી અ૦મે ત્યાં પહોંચતાંજ ઇસ્લામનો બોધ શરૂ કર્યો, અને જેવો બોધ શરૂ કરવો હતો તેવોજ તેણે એવો અસર કર્યો કે બની ઝ.બૈદના લોકો શીવાય બીજાં સર્વ યમની લોકોએ ઈસ્લામ ધર્મ કબુલ કર્યો, હઝરતે મોહમ્મદ સ૦મે ઇસ્લામની આડે આવતાં યમની લોકો સાથે લડવાની આજ્ઞા આપી, હઝરતે અલી અ૦ મે લડાઇ લઇ બની ઝોબૈદના લોકોને હરાવ્યા, અને તેમનાં બાયડી છોકરાંઓને કેદ કરી લીધાં. પછી જ્યારે હઝરતે અલી અ૦ મે લુંટનો માલ લશ્કરીયોમાં વ્હેંચ્યો. ત્યારે 'ખુમ્સ'માં એક લૌંડી હતી તે હઝરતે અલી અ૦ ના ભાગમા આવી, આ બાબત ખાલીદ બિન વલીદ વી૦ ને ઠીક લાગી નહીં.

ખાલિદ બિન વલીદ અને બરેદતુલ અસલમી અને બીજા ઘણાં જણાઓ હઝરત અલી અ૦ પ્રત્યે પ્રથમથી ઈર્ષા તથા શત્રુતા ધરાવતા હતાં. ઇસ્લામના આવા મહાન સ્હાયક અને હીમાયતી પ્રત્યે તેઓ જે આવી લાગણી ધરાવતા હતા તેનું મુળ કારણ હઝરત અલી અ૦ ના હાથથી ઇસ્લામની ખાતર લડતાં, ઘણાંખરાંઓના સગાં વ્હાલાંઓ માર્યા ગયા હતા, અને વળી હઝરતે અલી અ૦ ને ખુદા તથા તેના

રતે મોહમ્મદ સ૦ તરફથી વારંવાર જે માન મળતું અને તેમની જે મહત્વતા (ફઝીલતો) વર્ણન થતી અને તેમને વારંવાર અને વખતો વખત સમગ્ર મુસલમાનો કરતાં જે શ્રેષ્ટ અને સમગ્ર મુસલમાનોના સરદાર ગણવામાં આવતા તે, અરબની ભુમી ઉપર વસતાં લોકોના દ્વેષિ, ખુન્નસ અને કીના ભરેલા સ્વભાવ (કે જેને ઇસ્લામમાં દાખલ થઇ સજી દેવાના પ્રયત્નો કરતાં વધારે વખત લાગ્યો નહતો) ને રૂચતું આવતું નહીં, અને વળી કેટલાંકને કે જેઓ ઇસ્લામની પહેલાં સર્વોપરી પદ ભોગવતાં, તેઓને હઝરત મોહમ્મદ સ૦ ની તાબેદારી કરવા ઉપરાંત હઝરતે અલી અ૦ ની તાબેદારી કરવી પડતી તે ગમતું નહીં, એ હતું.

ખાલિદ બિન વલીદે આ વખતે હઝરતે અલી અ૦ મે પોતાના ભાગમાં જે લૌંડી લીધી હતી તે સંબંધી એક ફરીયાદી લખી બુરૈદા મારફત હઝરતે મોહમ્મદ સ૦ ને મોકલાવી. જ્યારે તે ફરીયાદીપત્ર હઝરતને પહોંચ્યો ત્યારે તેમનો ચ્હેરો ક્રોધથી રાતો ચોળ બની ગયો, હઝરતે ફરમાવ્યું હે બુરીદા ! શું તું હઝરત અલી અ૦ સાથે શત્રુવટ રાખે છે? બુરીદાએ કહ્યું મને તો ખાલિદે પત્ર લઇ મોકલેલ છે અને જે બન્યું છે તે મેં બયાન કીધું છે, હઝરતે ફરમાવ્યું મ્હારી બાદ અલી તમારો વલી (આકા અને મૌલા) છે.

અર્થાંત—જ્યારે હઝરતે અલી અ૦ પોતાંના લશ્કરને લઇ હઝરતે મોહમ્મદ સ૦ ની શેવામાં ગયા ત્યારે ઘણા લોકો હઝરતે અલી અ૦ વિશે બડબડાટ કરવા લાગ્યા, હઝરતે મોહમ્મદ સ૦મે ફરમાવ્યું

"હે' લોકો અલી સંબંધી બડબડાટ ન કરો તે ખુદાની વાત અને ખુદાની વાટમાં સખત છે"[૧]



## હઝરતે અલી અ૦ ખલીફા નીમાયા.

હ૦ મોહમ્મદ સ૦ સારી પેઠે જાણતા હતા કે ઘણા મુસલમાનો અલી અ૦ થી ખુશ નથી, આ વખતે હઝરત મક્કામાં છેલ્લી હજે હતાં, જ્યારે તેઓ છેલ્લી હજ બજાવી મદીને આવવા નીકળ્યા અને ગદીરે ખુમ[૨] નામની જગ્યાએ પહોંચ્યા ત્યારે ખુદાની તરફથી તેઓ ઉપર કુરઆને શરીફના સુરએ માએદાની ૬૭ મી આયત 'યા અય્યોહર રસુલો બલ્લિગ'[૩] (તે છેલ્લેસુધી) ઉતરી આવી અને તેનો તરજુમો નીચે મુજબ.

---

૧—ખરેખર હઝરતે અલી અ૦ ખુદાની અને તેના રસુલની આજ્ઞા અને ખુશીની તાબેદારી કરતાં કોઇની પણ મુરવત કે શરમ રાખતા નહીં જે થવાનું હોય તે થાય પણ ખુદાની ખુશી અને આજ્ઞા મુજબ વર્તવું એ એમનો ખાસ નિયમ હતો.

૨—જે મકકા અને મદીના વચ્ચે છે.

૩—રાહેનજાતના અધીપતીએ કુરઆને શરીફની ગુજરાતી તફસીર અનવારૂલ બયાનમાં આ આયતની તફસીર ખુલાસા સાથે શીઆહ અને સુન્નત જમાતની મોઅતબર તફસીરો અને કીતાબોના હવાલાથી લખેલ છે.

"અએ રસુલ તારા રબ તરફથી જે ચીજ નાઝીલ કરવામાં આવી તે પહોંચડી આપ, અને અગર એ (હુકમ) નહીં પહોંચાડીશ તો (એવું થશે કે) તેં તેની પૈગમબરી પહોંચાડી નહીં, અને અલ્લાહ તને લોકો (ના તોફાન) થી બચાવશે, ખરેખર ખુદા કાફર કોમને હીદાયત કરતો નથી."

શીઆહની તમામ અને સુન્નત જમાતની ઘણી તફસીર લખનારાઓ એકમતે લખે છે કે આ આયતમાં ખુદાએ હઝરત મોહમ્મદ સ૦ ને પોતાની બાઅદ હઝરતે અલી અ૦ ને તાકીદે ખલીફા નીમવાની અને તેમ કરતાં કોઇથી પણ નહીં ડરવાની આજ્ઞા આપી છે. આ આયત નાઝીલ થતાંજ હઝરતે તેજ જગ્યાએ આગળ પાછળના સર્વે લોકોને એકઠાં કીધાં અને તે જંગલને કાંટા વીગેરેથી સ્વચ્છ કરાવરાવ્યું અને પોતે ત્યાં ઝોહરની નમાઝ પઢયા અને પછી ઉંટોના કજાવાનો મીમ્બર (સીંહાસન) બનાવી તે ઉપર હઝરતે અલી અ૦ને લઇ ચઢયા, પહેલાં ખુદાનાં વખાણ અને તેની કૃપા સંબંધી એક લંબાણ યુક્ત ભાષણ આપ્યું (ખુતબો ભણ્યા) અને પછી ફરમાવ્યું કે હે ! લોકો મને થોડાંજ વખતમાં ખુદાની તરફ બોલાવવામાં આવશે, અને હું ખુદાનું આમંત્રણ (દાઅવત) કબુલ કરીશ, માટે જ્યારે કયામતના દિવસે ખુદા મને પુછશે અને તમને પણ પુછશે કે મેં ખુદાનો સંદેશો તમને પહોંચાડયો છે કે નહીં ત્યારે તમે શું કહેશો? ......લોકોએ કહ્યું અમે કહીશું કે આપે ખુદાનો સંદેશો પહોંચાડયો છે, અને તે વીશે ઘણી તનતોડ મેહનત કીધી છે અને જેવો જોઇએ તેવો પુર્ણ બોધ (નસીહત) કર્યો છે, ખુદા આપને નેક બદલો આપે.

હઝરતે ફરમાવ્યું કે, એકજ ખુદા શીવાય બીજો કોઇ પુજ્ય-મઅબુદ નથી, મોહમ્મદ (સ૦) તેનો પેગમ્બર અને શેવક-બંદો છે, સ્વર્ગ—(જન્નત) અને નર્ક—(દોઝખ) સત્ય છે, મૃત્યુ પછી જીવતાં થઇ ઉઠવું અને કયામત આવનારી છે એ સંબંધી શું તમે શાક્ષી આપતા નથી !

સર્વે જણાઓએ કહ્યું યા રસુલલ્લાહ ! તમારા ઉપર ખુદાની સલવાત એટલે કૃપા હોજો, એ સર્વે સંબંધી અમે સાક્ષી આપીયે છીયે, હઝરતે ફરમાવ્યું હે ! ખુદા ! આ લોકોની સાક્ષી અને એકરારનો તું સાક્ષી રહેજે...પછી હઝરતે ફરમાવ્યું "શું હું તમારા પ્રાણો (નફસો) કરતાં અવલા એટલે શ્રેષ્ઠ નથી! સર્વેએ કહ્યું શ્રેષ્ઠ છો આપે ફરમાવ્યું "ખરેખર ખુદા મ્હારો મવલા (સરદાર) છે, અને હું મોઅમેનીનનો મવલા છું, તો જાણો કે જેનો હું મવલા છું તેનો અલી મવલા છે.........ઇત્યાદી.

(વિશેષ શાહેનજાતના અધીપતી હાજી ગુલામઅલી સાહેબની લખેલી હકીકતે શીઆમાં પૃષ્ટ ૧૦૯ માં વાંચો.)

પછી હઝરતે મોહમ્મદ સ૦ મે હઝરતે અલી અ૦ ને એટલા ઉંચા કીધા કે આપની બગલની સફેદી દેખાઇ અને ફરમાવ્યું કે આને જોઇ લ્યો, અને ઓળખી લ્યો ! આએજ અલી ઇબ્ને અબી-તાલિબ છે મ્હારી બાદ મ્હારો વસી અને મ્હારો ખલીફા છે. પછી આપે ફરમાવ્યું "હે ખુદા જે અલીનો મિત્ર (દોસ્ત) હોય તેનો તું મિત્ર થા, અને જે અલીનો શત્રુ હોય તેનો તું શત્રુ થા."

પછી હજરતે ત્યાં એક તંબુ ઉભો કરવાની અને પછી હજરતે અલીને અમીરૂલ મોઅમેનીન (મોઅમેનીનના સરદાર) કહીને સલામ કરવાની આગ્યા આપી. ત્રણ દીવસ સુધી અરબો હજરતના હાથ ઉપર બૈઅત કરતા અને મુબારકબાદી આપતા રહ્યા. લખે છે કે ગદીરેખુમમાં હજરતે અલી અ૦ ને સર્વેથી પહેલા અમીરૂલ મોઅમેનીન' કહી જેણે સલામ કરી મુબારકબાદ આપી અને તેઓના હાથ ઉપર બયઅત કીધી તે હજરતે ઉમર રદી૦ હતા. અને પછી હજરતે અબુબકર રદી૦ ઇત્યાદી.

હજરતે અલી અ૦ ને ખલીફા નીમવાની આ ક્રીયા વખતે જુદા જુદા ગામોના અસંખ્ય માણસો હાજર હતાં.

પછી હજરત મદીને આવ્યા—જ્યાં થોડા દહાડા પછી તેઓ માંદા થયા........જ્યારે તેઓનો અંતકાળ નજીક આવ્યો ત્યારે તેઓએ જનાબે આયશા રદી૦ ને ફરમાવ્યું કે મ્હારા હબીબ (મિત્ર)ને બોલાવો. જનાબે આયશા કહે છે કે મેં મ્હારા પિતા હજરતે અબુબકરને બોલાવ્યા, હજરતે તેમને જોઇ વળી ફરમાવ્યું કે મ્હારા હબીબને બોલાવો, જનાબે આયશા રદી૦ કહે છે કે મેં જનાબે હફસાને કહ્યું કે તમારા પિતાને બોલાવો કદાચ તે સાહેબ તેમને મળવા ચાહતા હશે જનાબે હફસાએ પોતાના પિતા હજરતે ઉમર રદી૦ ને બોલાવ્યા. હજરતે મોહમ્મદ સ૦ માથું ઉંચું કરી તેમને જોઇ પાછું માથું નીચું મુકી ફરમાવ્યું મ્હારા હબીબને બોલાવો. મેં કહ્યું, હજરતે અલી અ૦ ને બોલાવો; તેઓ વિના બીજા કોઇને બોલાવતા નહીં હોય. જ્યારે હજરત અલી આવ્યા ત્યારે હજરત મોહમ્મદ સ૦એ તેમને જોયા અને પોતે જે લુગડું ઓઢ્યું હતું તે ઉંચુ કરી તેમાં

હઝરતે અલી અ૦ને લઇ લીધાં. જ્યાંસુધી તે હઝરત આ ક્ષણભંગુર દુન્યાથી કુચ કરી ગયા ત્યાં સુધી હઝરતે અલી અ૦ તેમને એવીજ રીતે ભેટેલાં (બગલગીર) રહ્યાં.

હઝરતે અલી અ૦મે તેમને ગુસલ દીધું કેમકે તે હઝરતે ફરમાવ્યું હતું કે ત્હારા વિના બીજો કોઇ મને ગુસલ દેશે નહીં અને જે માણસ અમને નગ્ન જોશે તે આંખે અંધ થશે.

હઝરતે અલી અ૦ તે હઝરતને ગુસલ દેતા હતા ત્યારે ગુસલનું પાણી તે હઝરતની આંખોમાં એકઠું થઇ ગયું. હઝરતે તેને ચાટી લીધું. હઝરતે અલી અ૦ ફરમાવે છે કે તે દીવસથી મ્હારી સ્મરણ શક્તિ (યાદદાસ્ત) એવી તિવ્ર થઇ છે કે ત્યારથી હું કોઇ વાત ભુલ્યો નથી.

પછી હઝરતે અલી અ૦મે તેમના પર જનાઝાની નમાઝ પઢી કબર ખોદી અને તેમને દફન કીધાં.

જ્યારે, હઝરતે મોહમ્મદ સ૦ના બરહક ખલીફા હઝરતે અલી અ૦ તે મહાન પૈગમ્બરની મય્યતના કાર્યમાં ગુંથાએલાં હતાં ત્યારે બીજાં કેટલાંક ગણતરીના માણસો "સકીફએ બની સાએદા" નામની જગ્યામાં એકઠાં થઇ, ગદીરે ખુમપર તથા બીજાં અનેક પ્રસંગોપર હઝરતે અલી અ૦ ખલીફા નીમાઇ ચુકેલાં હોવા છતાં, બીજા કોઇને ખલીફા નીમવાની હીલચાલ કરી રહ્યાં હતાં. આની પ્રથમ કદી પણ નહીં ધારવામાં આવેલી હીલચાલમાં, જે મહાન પૈગમ્બરના ખલીફા ચુંટવાનું તેઓ ધારતા તે મહાન પૈગમ્બરના ખાનદાનમાંનું કોઇ હાજર હતું નહીં, કારણ કે તેઓ હઝરતે અલી અ૦ને, હઝરતે મોહમ્મદ સ૦ના ફરમાનથી તેઓના ખલીફા માનતા હતા; અર્થાત—એ સર્વે

એકઠા થએલાંઓએ હઝરતે અબુબકર રદી૦ ને ખલીફા નીમી તેમના હાથ ઉપર બયઅત કીધી અને તેના સમાચાર ચારેકોર પ્રસારી દીધાં. આ સમાચાર સાંભળી હઝરતે અલી અ૦ તથા તેમના બીજાં હાશમી સગાવ્હાલાઓ ઘણાંજ અચંબામાં પડી ગયાં, કેમકે જો ખલીફા નીમવાનું કામ જમહુર (Election)ના ધોરણે કરવામાં આવ્યું હોય તો દરેક ગામના તથા દરેક કબીલાના મુસલમાનોના પ્રતિનિધિઓ હાજર હોવાં જોઇએ.

ટુંકામાં વિરોધી પક્ષ અને હઝરતે અલી અ૦ વચ્ચે જે જે વાદવિવાદ અને હુજ્જતો (દલીલો) થઇ છે તે, આ પુસ્તક જેમ બને તેમ સંક્ષેપ્તમાં લખવાનો હેતુ હોવાથી, અહીં લખી લંબાણ કરવા ચાહતો નથી, પરંતુ તેને બીજાં કોઇ યોગ્ય પ્રસંગ માટે મુળતવી રાખુછું હઝરતે અલી અ૦, પોતાના હકોનું સરંક્ષણ કરતાં જો ઇસ્લામના કાર્યને કાંઇ નુકસાન આવતું અથવા ઇસ્લામમાં સામાન્ય રીતે ફીત્નો ઉભો થતાં જુવે તો તેઓ પોતાના હકો માટે તલવાર ખેંચે એવા સ્વભાવના ન હોવાથી તેઓએ એ વખતે જેમ થયું તેમ થવા દીધું.

વળી હઝરતે મોહમ્મદ સ૦ હઝરત અલી અ૦ને વસીયત કરી ગયા હતા (જેનો ભાવાર્થ એ કે) હો અલી! મ્હારી બાદ ત્હારા પરજે કાંઇ કરવામાં આવે, જેમકે ત્હારા હકોને નુકસાન પહોંચે વી૦ તો તલવાર ન ખેંચતા સબર કરજે અને ધીરજ ધરજે, હા જો......ઇત્યાદી આ વખતે હઝરતે અલી અ૦ એ તેમની વસીયત ઉપર પુર્ણ અમલ કીધો અને જ્યાં લગી કુરઆને શરીફ જેવી રીતે આકાશ ઉપરથી ઉતારવામાં આવ્યું હતું તેવી રીતે એકઠું કરી લેવામાં ન આવે ત્યાં લગી

પોતાની ચાદર પોતાને ખભે નહીં નાંખવાનો એટલે ઘરની બહાર નહીં નીકળવાનો દ્રઢ નિશ્ચય કરી ઘરમાં બેઠા.

તેઓ હવે પોતાનાજ ઘરમાં બેશી રહેતા, રાજ્ય તથા દેશ સંબંધીના કોઇ કામમાં ધ્યાન આપતા નહી હા જો રાજ્ય તરફથી તેમને કાંઇ મુકરદમા સોંપવામાં આવતાં તો તેઓ તેના ફેસલા કરી આપતા અને જો કોઇ કામની સલાહ માટે બોલાવવામાં આવતાં તો કદીએ આનાકાની ન કરતાં દીન દુન્યાની ભલાઇથી ભરપુર સલાહ આપતા.

તેઓએ મદીનાની સરહદમાં કેટલીક જમીન લઇ રાખી હતી તેમાં ખેતી કરી પોતાનો નીભાવ કરતા. હઝરત મોહમ્મદ સ૦ ના વખતમાં તેઓ મજુરી કરતા હતા, અને મદીનામાં આવેલી યહુદીયોની ખજુરોની વાડીયોમાં પાણી પાઇ પોતાનું તથા પોતાની અહલેબૈતનુ ગુજરાન ચલાવતા હતા.

ત્રીજા ખલીફા હઝરતે ઉસ્માનરદી૦ના અંતઃકાળ સુધી હઝરતે અલી અ૦ એવીજ રીતે એકાંત જીંદગી ગાળતા રહ્યા, લખે છે કે ત્રીજા ખલીફા હઝરતે ઉસ્માને પોતાના સમયમાં પ્રથમના હાકીમો અને ગવરંનરોને બદલી તેમની જગાએ પોતાના સગા વ્હાલાઓને ભર્યા હતા અને તેમને બૈતુલ માલ (સાર્વજનિક ખજાના)માંથી ઘણું નાણું આપતા હતા તેમના કાકા હીશ્શામ અને તેનો દીકરો મરવાનજ ખરૂ જોતાં રાજ્ય કરતાં એ બે જણુ બૈતુલ માલનો જેમ આવતો તેમ ઉપયોગ કરતા. હીશ્શામને હ૦ મોહમ્મદ સ૦ મે કેટલાક અપરાધોના કારણે દેશનીકાલ કીધો હતો, પહેલાં બે ખલીફાઓએ (હ૦ મોહમ્મદ સ૦ની આજ્ઞા અનુસાર) તેને દેશમાં આવવા દીધો ન હતો, પરંતુ હઝરતે ઉસ્માને તેને દેશ નિકાલમાંથી પાછો બોલાવ્યો એટલુંજ

નહીં પણ બૈતુલમાલમાંથી એક લાખ ચાંદીની મોહરો અને રાજ્ય તાબાની જમીનનો એક ભાગ તેને આપ્યો.[1] તેઓએ મરવાનને સેક્રેટરી પદ અને પ્રધાન પણું આપ્યું. અને તેની સાથે પોતાની એક દીકરીને પરણાવી અને તેને આફ્રીકાની લુંટથી તાલેવર બનાવી દીધો. અબુસુફ્યાન અને હીંદ[2]ના દીકરા મોઆવિયાને સીરીયા (શામ) નો ગવરનર નીમ્યો ઈત્યાદી ઇત્યાદી તેગણે જે જે માણુસોને હકુમતની પદવીએ નીમ્યા તે સર્વે એ કામને લાયક નહતા, તેઓ લાલચુ હતા, અને ગમે તેવા સાધને પૈસો એકઠો કરવાનું સમજતા હતા તેઓના જુલ્મની ઇસ્લામી રાજ્યના સર્વે ભાગોમાંથી (મદીનામાં) ફરિયાદીયો આવતી પરંતુ તે સર્વ ફરીયાદીયો સખત શબ્દો સાથે રદ થતી. એવામાં મીસરથી ઘણાં લોકો ત્યાંના હાકિમ અબદુલ્લાહની ફરિયાદી લઇ મદીનામાં આવ્યાં અને તેના બદલે મોહમ્મદ બિન અબાબકર[3]ની હાકીમ તરીકે માંગણી કીધી. તેઓની એ મરજી તથા અરજી પુર્ણ કરવામાં આવી. અને મોહમ્મદ બિન અબાબકરને હાકિમ નીમી અબદુલ્લાહને બર તરફ કરવામાં આવ્યો એ સંબધીનું એક ફરમાન ત્રીજા ખલીફા તરફથી લખી આપવામાં આવ્યું.

મીસરના લોકોએ મોહમ્મદ બિન અબાબકરને પોતાના હાકિમ તરીકે સાથે લઇ પેલા ફરમાન સહિત મીસરનો રસ્તો લીધો. રસ્તામાં તેઓએ હઝરત ઉસ્માનના એક ઉંટ અસ્વારને ઝડપથી જતાં જોયો

૧—Spirit Of Islam સ્પીરીટ ઓફ ઈસ્લામ પૃ-૨૯૭

૨—આ બાઇને જોરૂ મરદ હ૦ મોહમ્મદ સ૦ સાથે ઓહોદની લડાઇમાં અત્યંત ક્રુરતાથી લડયા હતા. ૩—પહેલાં ખલીફાના પુત્ર.

તેથી તેને રોકયો અને તેની ઝડતી લીધી તો તેની પાસેથી હઝરત ઉસમાનની મોહરનો મીસરના હાકિમ અબ્દુલ્લાહ ઉપર લખેલો એક પત્ર નીકળ્યો તેમાં લખેલી બીનાનો ભાવાર્થ એવો હતો કે, મોહમ્મદ બિન અબાબક્કર આવે તો તેને હુકુમત ન સોંપતા કોઇ યુક્તિથી મારી નંખાવજે.........આવો પત્ર વાંચતાંજ મિસરી લોકો એકદમ ક્રોધાયમાન થઇ મદીને પાછા ફર્યા અને વૃદ્ધ ખલીફના ઘરમાં ઘુસી તેમને કતલ કરી નાંખ્યા...આ બનાવે બની ઉમય્યાઓને (કે જેઓ ઈસ્લામની સામે બળવો કરવાનો લાગ શોધતા હતા) મઆવિયાની સરદારી હેઠળ પોતાની ઇચ્છા પુરી કરવાનું સારૂં બહાનું આપ્યું.

હી૦ સ૦ ૩૫ માં આ ખલીફના માર્યા જવા પછી સર્વે લોકો હઝરતે અલીની શેવામાં હાજર થયાં અને તેમને ખીલાફત સ્વીકારવાની દરખાસ્ત કીધી. હઝરતે અલી અ૦મે ફરમાવ્યું મને માફ કરો, મને હકુમત—સત્તાની લાલચ નથી તમે સર્વે મુસલમાનો જેને ચાહો તેને પોતાનો હાકીમ નીમી લ્યો અને હું જેમ વરત્યા કરૂછું તેમ વરત્યા કરીશ. લોકોએ ઘણો આગ્રહ કર્યો ત્યારે આપે ફરમાવ્યું જ્યારે તમે ઘણો આગ્રહ કરો છો ત્યારે હું ખીલાફતને કબુલ કરૂ છું, પરંતુ એટલું યાદ રાખજો કે ધર્મ (શરીયત)ના કામમાં હું કોઇની શરમ રાખીશ નહીં અને લુંટનો (ગનીમતનો) માલ સ્વામી (આકા) અને શેવક (ગુલામ) વચ્ચે સરખે ભાગે વ્હેંચીશ, ગરાબો કરતાં અમીરોને વિશેષ માન નહીં આપું વી૦ શરતો મંજુર હોય તો રસુલલ્લાહની મસજીદમાં એકઠાં થાઓ કેમકે મને ઘરને ખુણે છુપી રીતે બયઅત લેવી પસંદ નથી.

હી૦ સ૦ ૩૫ ઝીલહજ માસની તા૦ ૧૮ ના દીને સર્વે મુસ૦ લમાનોએ હઝરતે અલી અ૦ ના હાથ ઉપર બયઅત કીધી. સર્વથી પહેલાં બૈઅત કરનાર તલ્હાબિન ઓબયદુલ્લાહ હતો જેનો હાથ ઓહોદની લડાઇમાં કપાઇ ગયો હતો. તેને કપાએલા હાથથી બૈઅત કરતાં જોઇ એક માણુસે કહ્યું' પ્રથમજ તુટેલા હાથથી બયઅત થઈ છે, આ બૈઅત પુરી થતી હોય એમ લાગતું નથી.; તે પછી ઝોબૈર ઇબ્નુલ અવામે બૈઅત કીધી અને પછી સર્વે જણે માત્ર હઝરત ઉસ્માનના કેટલાક બની ઉમય્યા સગા વ્હાલાઓ શીવાય સર્વ મોહાજીર અને અનસારે બયઅત કીધી. હઝરતે અલી અ૦મે બીજે દીને ખુત્બામાં ફરમાવ્યું—“અલ્લાહના અગણિત આભાર (શુકર) કે સત્ય (હક) પોતાની જગ્યાએ પાછું ફર્યું”

હઝરતે અલી અ૦ ની ખીલાફત વિશે ઘણા મુનસીફ યુરોપીયન લેખકોએ પોતાના મત દર્શાવ્યા છે, અને તે આ સંક્ષેપ્ત પુસ્તકમાં લખી શકાય તેમ નથી, એ લેખકોમાંના “સેડીલોટ” (Sedilott) નામના યુરોપીયને જે કાંઇ લખ્યું છે તે વાંચવાથી માલુમ પડશે.

તોપણ “સેડીલોટ”ના લખાણમાંથી થોડા ફકરા રજુ કરીએ છીએ કે તે કહે છે કે ફાતેમા (અ૦) ના પતિ* પૈગમ્બરના કાયદેસર વારસ તરીકે ગાદીએ આવવાનો તેમજ ચુંટણીથી ગાદીએ આવવાનો હક ધરાવતા હતા. જો શરૂઆતથીજ તે વારસને ગાદીએ બેસવા દીધો હોત તો ઇસલામમાં એ માંહોમાંહેની ખુનરેજી થાત નહીં ઇત્યાદી ?......

* હઝરત અલી અ૦. ૧—સ્પીરીટ ઓફ ઇસ્લામ.

હઝરતે અલી અ૦ ના ગાદીએ આવતાં, તેમના હાથ ઉપર પ્રથમ બયઅત કરનારા તલહા અને ઝોબેરે બસરા અને કુફાની હકુમતની પદવી માંગી. હઝરતે અલી અ૦ મે તેમને સંતોષકારક જવાબ આપ્યો નહીં, તેથી તેઓ મનમાં વેર રાખી મકકે ગયા અને ત્યાં જનાબે આયશા રદી૦ ને મળ્યા. તેઓએ (જનાબે આયશાએ) પ્રથમના ત્રણ ખલીફાઓ નીમવામાં અગ્ર ભાગ લીધો હતો. અને આ વખતે એમ ધારતા હતા કે ખીલાફત તલહાને મળશે, પણ તેમ થયું નહીં તેથી તેઓએ તલહા અને ઝોબેર જેઓ હઝરત અલી અ૦ સામે તેમની ઇચ્છાઓ પુર્ણ નહીં થવાથી બંડ કરવા તૈયાર થયા હતા તેમને ઉશ્કેર્યા. આખરે હઝરત ઉસ્માનના ખુનનો બદલો લેવાના બહાનાની આડમાં સર્વ બળવાખોરો એકઠા થયા અને તેઓ સર્વે બસરા તરફ રવાના થયા, જનાબે આયશા રદી૦ આ બળવાખોર લશ્કરની સાથે ઊંટ ઉપર અસ્વાર થએલા હતા.

જ્યારે તે લશ્કર **હુવઅબ** નામના ઝરા પાસે પહોંચ્યું અને ત્યાં કુતરા ભસ્યા ત્યારે જનાબે આયશાએ પુછ્યું કે આ જગ્યાનું નામ શું છે ? ઊંટવાળાએ કહ્યું **હુવઅબ**, જનાબે આયશાએ કહ્યું હઝરતે મોહમ્મદ સ૦ મે ફરમાવ્યું હતું કે મ્હારી એક બીબી અલી-ની સાથે નાહક લડવા જશે અને **હુવઅબના** કુતરા ભસશે........ તો તે બીબી હુંજ છું તરતજ ઊંટને બેસારી દેવામાં આવ્યું અને તેઓએ કહ્યું કે હું અહીંથી આગળ નહીં ચાલુ મને મકકે પાછી લઇ જાઓ.

ઝોબેરે જોયું કે આવી રીતે બની બનેલી વક્ત બગડે છે. જો જનાબે આયશા નહીં હોય તો હઝરતે અલીની સામે લડવા ઘણા થોડા

જણ આવશે, તેથી તેણે એક યુક્તિ રચી, કેટલાક પચાસ સો માણસને લાંચ આપીને તેમની પાસે કહેવરાવ્યું કે આ 'હુવઅબ' નથી, અને જે ઉંટવાળાએ કહ્યું હતું કે તે હુવઅબ છે તેને જુઠો ઠરાવી મારીને કાઢી મુકયો. જનાબે આયશા તેમની એ યુકતીમાં આવી ગયાં અને સર્વની સાથે બસરે ગયા.

સીરીયા (શામ)નો ગવરનર મઆવિયા હઝરતે અલી અ૦ નો કટ્ટો શત્રુ હતો, અને તે હઝરતે અલી અ૦ ની સામે બળવો કરવાનું બહાનું શોધતો હતો આ વખતે તેને હઝરતે ઉસ્માનના ખુનનો બદલો લેવાના બહાને, સીરીયાને લોકોને પોતાના પક્ષમાં ખેંચી હઝરતે અલી અ૦ ની સામે લડાઇ કરવાનું સારૂં બહાનું મળ્યું હતું. તે રાત દીવસ બળવાનાજ વિચારમાં ગાળતો હતો એટલામાં તેને હઝરતે અલી અ૦ નું ખલીફા તરીકેનું ફરમાન મળ્યું જેમાં તેને ગવરનરની પદવી છોડી રાજધાનીમાં હાજર થવાની આજ્ઞા હતી.

હઝરતે અલી અ૦ મે ગાદીએ બેસતાંજ હઝરત ઉસ્માનના નીમેલા ગવરનરો કે જેઓ રૈયતના પૈસા ઉપર તાગડધીન્ના કરતા હતા અને શરીયતના અહકામ (આજ્ઞાઓ) નું ધ્યાન ન રાખતાં અન્યાયથી વર્તતા હતા તેમને પદભ્રષ્ટ કરવાના પત્ર લખ્યા હતા, આ પત્ર લખતી વખતે કેટલાક જણાઓએ એવી સલાહ આપી હતી કે તમે જ્યાં લગી પુરેપુરી સહી સલામત ન થઇ લ્યો ત્યાં લગી હ૦ ઉસ્માનના નીમેલા ગવરનરોને પદભ્રષ્ટ ન કરો કેમકે તેમની સત્તા જામી ગએલી છે. તેના જવાબમાં હઝરતે અલીએ ફરમાવ્યું હતું કે 'હું કદી મ્હારા વખતમાં એક પળવાર પણ અન્યાય થતો જોઇ શકીશ નહીં', કેમકે

મને ખુદાનો હુકમ છે કે ગુન્હેગારને દોસ્ત બનાવવા નહીં ખુદાની કસમ મને પરવરદીગાર ગુન્હેગારોનો મદદગાર થતાં જોશે નહીં.

હઝરતે અલી અ૦ મે હઝરતે ઉસ્માનના સર્વે નીમેલા હાકીમોને કે જેઓએ સાર્વજનિક ખજાનાનો દુર ઉપયોગ કીધો હતો તેમને પદભ્રષ્ટ કીધા.

મોઆવિયાએ હઝરતે અલી અ૦ નો ખલિફા તરીકેનો હુકમ ન માનતા અને હકુમત ન છોડતાં બળવો કીધો તેની આવી રાજદ્રોહ ભરી વર્તણુંકની તેને શિક્ષા દેવા હઝરતે અલી અ૦ મે પણ એક લશ્કર તૈયાર કીધું અને પોતાના સર્વે પ્રાંતોના હાકીમોને લશ્કરી તરીકે વધારે માણસો તૈયાર કરવાના હુકમો લખ્યા. શામની ચઢાઇ માટે હઝરત લશ્કર લઇને મદીના બહાર નીકળ્યા હતા એટલામાં હ૦ મોહમ્મદ સ૦ના મક્કામાં રહેતાં બીબી જનાબ ઉમ્મેસલેમાએ તલહા, ઝોબૈર અને જનાબે આયશાના હ૦ ઉસ્માનના ખુનનો બદલો લેવા માટે બસરે કુચ કરવાના સમાચાર મોકલ્યા.



## જંગે જમલ.



તેથી હઝરતે, શામ ઉપર ચઢાઇ ન કરતાં, પહેલાં એ બસરે જતાં વિરોધી લશ્કરને પકડી પાડી સમજાવવા નિશ્ચય કીધો. જ્યારે એ વિચારથી હઝરત "રબ્દા"માં પહોંચ્યા ત્યારે સમજુતીનો એક એક પત્ર તલહા અને ઝોબૈરને લખ્યો અને બીજો પત્ર જનાબે આયશાને લખ્યો જેનો ભાવાર્થ એવો હતો કે "તમે એમ ધારો છો કે તમે લોકો વચ્ચે સલાહ શાંતી જાળવવા નીકળેલાં છો, તમે એટલું તો

વિચારો કે સ્ત્રીઓને લડાઇથી શું કામ ? તમે એમ ધારો છો કે તમે ઉસ્માનના ખુનનો બદલો લેવા નીકળ્યા છો?! ઉસ્માન બની ઉમય્યામાંથી હતા, અને તમે બની તમીમમાંથી હો. જેણે તમને આ બાબત માટે ઉશ્કેર્યા છે તેણે ખુદાનો મોહટો ગુનાહ કર્યો છે, તમે ખુદાથી ડરો અને પાછા ચાલ્યા જાઓ"

પછી હજરતે અલી અ૦મે મોહમ્મદબિન અબીબાકર અને મોહમ્મદ ઇબ્ને જઅફરને પત્ર આપી કુફેથી મદદ મંગાવી, પણ મદદ આવી નહીં તેથી તેઓએ પોતાના પુત્ર હઝરતે હસન અ૦ ને અને ઉસ્તરને કુફે મોકલ્યા; જેથી કુફામાંથી હઝરતની સાથે રહી લડવા ઘણાં માણસો આવ્યાં, હઝરતે વળી તલહા અને ઝોબૈરને સમજાવવા માણસ મોકલ્યું. અને એમ કેટલાક દીવસ સુધી, લડાઇ થવા ન પામે એવા પ્રયત્નો હઝરતે અલી અ૦ગે કીધા, પણ આખરે લડાઈ વિના બીજું પરિણામ આવ્યું નહીં. લડાઇ જોરભર સળગીઉઠી હઝરતે અલી અ૦મે પોતાના લશ્કરીયોને મોટા સાદે કહ્યું કે "હું તમને ખુદાના સોગન દઉં છું કે કોઇ નાસનારાની પુંઠે પડશો નહીં, અને કોઇ માર્યા ગએલાનો પોશાક ઉતારશો નહીં. અને કોઇના હાથ કાન નાક વી૦ અવયવો કાપશો નહીં. હઝરતે અલી અ૦ નું લશ્કર શત્રુઓને કાપતું કાપતું જનાબે આયશા રદી૦ ના ઊંટ સુધી જઇ પહોચ્યું. બન્ને તરફના લશ્કર ભેળસેળ થઇ ગયાં.

હઝરતે અલી અ૦ નાં વીસહજાર માણસ હતાં અને સામાવાળાઓનાં ત્રીસ હજાર ! આ વખતે એવી કચા કચી ચાલી કે તેવી અરબની ભુમી ઉપર કદી પ્રથમ ચાલી નહતી. આખો દીવસ લડાઇ ચાલુ રહી—અસંખ્ય શુરવીરો કપાઇ ગયા—જનાબે આયશાના

ઊંટની મેહાર સીત્તેર જણાઓએ ઝાલી હતી તે સીત્તેર જણા કપાઇ મુવા, હઝરતે અલી અ૦મે જ્યારે જોયું કે લડાઇનો અંત આવતો નથી ત્યારે હુકમ આપ્યો કે ઉંટના પગ કાપી નાંખો. એક માણસે તેની એક ટાંગ કાપી નાંખી એટલે તે ઉંટે એક તરફ એક ભયંકર ચીસ પાડી. અને જનાબે આયશા જેહોદજ (અંબારી)માં બેઠા હતા. તે ભોંય પડી ગયુ. હઝરતે અલી અ૦ની ફોજે તેને ઘેરી લીધું, હઝરતે અલી અ૦સે પોતે હોદજની પાસે ગયા અને તેને ઉંચકાવીને પોતાના તંબુઓ પાસે લાવ્યા, અને તેમના (જ૦ આયશાના) ભાઇ મોહમ્મદ બિન અબાબકરને, તેમને કાંઇ વાગ્યું છે કે નહીં એ તપાસવાની આજ્ઞા આપી અને પછી તેમને બસરે પહોંચાડયા, અને ત્રણ દીવસ પછી તેમને તેમના ભાઇ મોહમ્મદ બિન અબીબકર તથા બસરાની ચાલીસ સ્ત્રીયો સહીત મદીને પહોંચતાં કીધાં. આ લડાઇમાં માર્યા ગએલાઓને હઝરતે અલી અ૦મે દફન કરાવ્યા.

ઐતિહાસ વેત્તાઓ લખે છે કે આ લડાઇમાં હઝરતે અલીઅ૦ના વીસ હજાર માણસોમાંથી માત્ર એક હજાર માર્યા ગયાં અને શત્રુઓના ત્રીસ હજાર માણસે.માંથી સત્તર હજાર સાતસો નેવું (૧૭૭૯૦) માણસો માર્યાં ગયાં.

પછી હઝરતે અલી અ૦ અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસને બસ્રાના હાકીમ નીમી કુફે રવાના થયા.

કુફામાં આવીને હઝરતે અલી અ૦ મે બૈતુલ માલ (ખજાના) ને અને સર્વે રોકડના હીસાબને તપસ્યો, અને ફરમાવ્યું કે હે! સોના ચાંદી તું બીજા કોઇને મોહ પમાડજે. પછી આપે ફરમાવ્યું કે આ સર્વે માલને આપણા દોસ્તોમાં, દરેક માણસ દીઠ પાંચસો પાંચસો

રૂપીયાના હીસાબે વ્હેંચી આપો.....તરતજ તે સર્વ રોકડ વ્હેંચી દેવામાં આવી અને સર્વ લશ્કરીયો સરખો ભાગ પામ્યા. પછી જે જે માલ લુંટમાં આવ્યો હતો તે હરાજ કરવામાં આવ્યો અને તેનું જે કાંઇ ઉપજ્યું તે પણ સર્વ દોસ્તોમાં વ્હેંચી દીધુ અને પોતે પણ પોતાની અવલાદ અને કુટુંબનો ભાગ દરેક સીપાહી જેટલોજ લીધો.....જ્યારે આ સર્વ વેંચણી થઇ ગઇ ત્યારે એક દોસ્તે આવીને કહ્યું કે હે ! અમીરૂલ મોઅમેનીન ! હું કેટલાંક કારણોથી પાછળ રહી ગયો હતો અને વહેંચણી વખતે હાજર નહતો તેથી મને ભાગ મળી શકયો નથી. હઝરતે અલી અ૦મે વ્હેંચણી કરતાં કાંઇ પણ બચેલું ન હોવાથી પોતાના ભાગના રૂ૫૦૦) તેને આપી દીધા.*

## જંગે સિફિન.



ત્યાર પછી હઝરતે અલી અ૦મે એક મહા મોહટા લશ્કર સહીત શામ દેશ તરફ, અમીર મઆવિયાના દંગા ફિસાદને શાંત પાડવા કુચ કીધી અમીર મઆવિયા પણ શામીયોની મોહટી ફોજ લઇ હઝરત અલી અ૦ ના મુકાબલા માટે રવાના થયો. આ બન્ને લશ્કરો સિફ્ફીન નગની જગ્યાએ આવી મળ્યા. મઆવિયના લશ્કરના ચાલીસ હજાર માણસોએ મઆવીયાના હુકમથી ત્યાં આવતાંજ ફુરાત નદીના ઘાટનો, હઝરત અલી અ૦ કબજો કરવા પામે

* વકાયએ ખિલાફતે હઝરતે અલી.

તે પહેલાં કબજો કરી લીધો. હઝરતે અલી અ૦નું લશ્કર એ જંગલમાં આખી રાત તરસ્યું પડ્યું રહ્યું. તેઓએ પાણી મેળવવાના ઘણાં પ્રયત્નો કીધાં પણ પાણી સુધી પહોંચવાના સર્વે રસ્તા બંધ હોવાથી લગારે પામી શક્યા નહીં. અમર બિન આસે, મઆવિયાને હઝરતે અલી અ૦ના લશ્કર માટે પાણી સુધી પહોંચવાનો રસ્તો ખુલ્લો મુકવાની અને પાણીનો કબજો મુકી દેવાની સલાહ આપી ઘણો સમજાવ્યો પણ તેણે ન માનતાં કહ્યું કે "ખુદાની કસમ જ્યાં સુધી તેઓ ઉસ્માનની જેમ તરશ થકી મર્ણ પામશે ત્યાં સુધી હું તેમને ટીપુંએ પાણી નહીં આપું." સવાર પડતાં હઝરતે અલી અ૦મે પાણી માટે મોઆવિયાને સમજાવ્યો પણ તે માન્યો નહીં તેથી તેઓએ પોતાના લશ્કરમાંથી ચાર હજાર બહાદુરોને, મઆવિયાની ફોજ પાસેથી પાણીનો કબજો ખુંચવી લેવા મોકલ્યા. તેઓએ મઆવિયાના લશ્કરને પાણીના ઘાટ ઉપરથી હરાવી નસાડી મુક્યું અને પાણીના ઘાટનો કબજો પોતાને હસ્ત કીધો.

હવે હઝરતે અલી અ૦, જ્યાં લગી શામી લોકો તેમને હુકમને આધિન થાય અથવા તરશથી મરી જાય ત્યાં લગી, તેમને (શામી શત્રુઓને) પાણી નહીં આપે એવો ભય મઆવિયાને ઉતપન્ન થયો, તેના લશ્કરીયોએ પાણીની જરૂરત પડવાથી તેને કહેવરાવ્યું. તેણે હઝરતે અલી અ૦ને તેના લશ્કર માટે પાણીનો ઘાટ ખુલ્લો મુકવાની વિનંતી કીધી, તે મહાન ઉદાર ઇમામે, તેની પ્રથમની ઉદ્ધતાઇની લેશ માત્ર પણ દરકાર ન કરતાં, શામી શત્રુઓ માટે પાણીનો ઘાટ ખુલ્લો મુકી દીધો.

ત્યાર પછી કેટલાક દહાડાઓ સુધી હઝરતે અલી અ૦ મે લડાઇ શરૂ ન કરતાં મઆવિયાને સમજુતીના પત્ર લખ્યા.

પરંતુ તે ઉંધને ઉંધા જવાબ આપતો ગયો, સામી લોકો તદ્દન લડાઇજ કરવા તૈયાર થઇ ગયાં, તેઓ તરફથી પહેલ્લ કરવામાં આવી એટલે હઝરતે અલી અ૦મે પણ પોતાના લશ્કરને લડવાની આજ્ઞા આપી. હી૦ સ૦ ૩૭ ના સફર માસમાં લડાઇ શરૂ થઇ અને ઘણા દહાડાઓ સુધી ચાલુ રહી. એટલે સુધી કે મોઆવિયાના લશ્કરના એક લાખ ચોવીસ હજાર, અને હઝરતે અલી અ૦ના લશ્કરના એંશી હજાર માણુસો માર્યા ગયા

લડાઇ દરમિયાન, હઝરતે અલી અ૦મે બન્ને તરફના માણુસો કપાતાં જોઇ મઆવિયાને કહ્યું કે હે! મઆવીયા ત્હારે મ્હારી સાથે શત્રુત્વ છે માટે આવ તું અને હું બન્ને લડીયે જે સલામત રહે તે ખીલાફતને પામે. આવી રીતે હજારો મુસલમાનોના લોહી વહેવરાવવામાં કશો ફાયદો નથી મઆવિયા જાણુતો હતો કે જો હઝરતે અલી અ૦ના મુકાબલામાં હું એકલો જઇશ તો તરત માર્યો જઇશ અને ખલીફા હઝરતે અલી અ૦જ રહેશે તેથી તેણે હઝરતની એ માંગણી કબુલ રાખી નહીં. જ્યારે હઝરતે અલી અ૦મે મોઆવિયાને મૈદાનમાં આવતાં બ્હીતો જાણ્યો ત્યારે તેઓ દરરોજ પોશાક બદલીને રણુસંગ્રામમાં ઉતરવા લાગ્યા એટલામાટે કે મઆવિયાની સાથે કાંઇ કરતાંને મુકાબલો થઇ જાય તો માણુસોના વહેતાં લોહી અટકે, પરંતુ મઆવિયા ૫ડે કદી લડાઇમાં ઉતર્યો નહીં, અમ્મારે યાસિર અસ્હાબી વિશે હઝરતે મોહમ્મદ સ૦મે ફરમાવ્યું હતું કે હે! અમ્માર તને એક રાજદ્રોહી (બાગી) ટોળું કતલ કરશે, જ્યારે તેઓ શહીદ થઇ ગયાં ત્યારે કેટલાંક અસ્હાબી જેઓ બન્ને પક્ષમાંથી કોઇના પણુ પક્ષમાં ન હતાં તેઓ હ૦ અલી અ૦ની શેવામાં હાજર થઇ કહેવા લાગ્યાં કે યા અલી! હવે અમે સત્યને જાણ્યું છે, અમે

તમારા પક્ષમાં છીયે, હઝરતે અલી અ૦મે મઆવિયાને મોહટા સાદે કહ્યું, જો ! અમ્મારે યાસિર શહીદ થઇ ગયા, હ૦ મોહમ્મદ સ૦ની ભવિષ્યવાણી પુર્ણ થઇ, તેઓને શહીદ કરનાર રાજદ્રોહી હશે એમ હઝરતે ફરમાવેલું છે, માટે તું રાજદ્રોહી છે, એ સિદ્ધ થયું. આવ, અમારે તાબેથા અને નાહક લોકોના લોહી ન વહેવરાવ, મઆવિયાએ કહ્યું અમે અમ્મારે યાસીરને શહીદ કીધાં નથી. પરંતુ તમે તેમને શહીદ કીધાં છે, કેમકે ૯૩ વર્ષની વયના વૃદ્ધને લડાઇમાં તમેજ લાવ્યા છો. હઝરતે અલી અ૦ ફરમાવ્યું ત્યારે હઝરતે હમઝા અ૦ને હ૦ મોહમ્મદ સ૦મેજ શહીદ કરાવ્યા હશે કે તેઓ તેમને ઘરડા હોવા છતાં લડાઇમાં લઇ ગયા હતા.

જ્યારે હઝરતે અલી અ૦મે જોયું કે મઆવિયા કોઇ પણ વાતથી માનતો નથી ત્યારે તેઓએ એક દહાડો સખત લડાઇ કરવાનો હુકમ આપ્યો. જોશભર લડાઇ સળગી ઉઠી–આખો દહાડો અને આખી રાત લડાઇ ચાલુ રહી. હઝરતે અલી અ૦ એ લડાઇમાં જ્યારે કોઇને કતલ કરતા હતા ત્યારે મોહટા સાદે તકબીર એટલે **અલ્લાહો અકબર** (અલ્લાહ મહાન છે) બોલતા હતા. તેઓએ તે રાતરે શત્રુઓના પાંચસો (૫૦૦) માણસોને પોતાને એકલે હાથે કાપી નાંખ્યા અને પાંચસો તકબીરો બોલ્યા. બીજે દીવસે પણ લડાઇ એવાજ જોશથી ચાલુ રહી એટલે સુધી કે મઆવિયાના બત્રીસ હજાર અને હઝરતે અલી અ૦ના ચાર હજાર માણસો કપાયા. મઆવિયાનું લશ્કર છક્કા છોડી પાછું હઠવા લાગ્યું. મઆવિયાએ હીમ્મત મુકી દીધી તેને પોતાની અપજિત સ્થીતિનું ભાન થયું તે સમજ્યો કે જો કોઇ પણ કાવત્રાથી લડાઇ બંધ કરવામાં નહીં આવે તો હૈદરી લશ્કર જોત જોતામાં

મ્હારા લશ્કરને રસાતાળ કરી નાંખશે અને મનની આશાએ મનમાં રહેશે, જેમ પવન થકી ફોતરાં ઉડે છે તેમ તેનું લશ્કર હૈદરી સીપાહીયોના હાથે ઉડતું હતું.........મઆવિયાએ તરતજ પોતાના કપટી વઝીર અમર આસની સલાહથી એક કાવત્રુ રચ્યું. તેણે પોતાના લશ્કરીયોને ભાલાએ ઉપર કુરઆન બાંધી હૈદરી લશ્કરીયોની સામે ધરવાને હુકમ આપ્યો, હૈદરી લશ્કરે શત્રુઓના ભાલાએ ઉપર કુરઆને શરીફ જોઇ પોતાના હાથ રોકી લીધા હઝરતે અલી અ૦મે કહ્યું શુરવીરો! લડતાં બંધ થાઓ નહીં, તમને જીત મેળવવાની તૈયારીમાં અને પોતાને હાર પામતાં જોઇને છેતરવાનું આ કાવત્રુ છે, તમે લડે જાઓ, મઆવિયા અને અમર બન્ને ખાસ મહા મોહટા લુચ્ચા છે હું એમને સારી પેઠે ઓળખું છું, તમારી આગળ તેમના કુરઆન ધરવાનો ખ્યાલ ન કરો, લાંબા વખતની મેહનતને, આવી રીતે અફળ જવા દયો નહીં અને શત્રુઓને તેમના કપટ-દાવમાં ફાવવા દયો નહીં...આવી રીતે હઝરતે અલી અ૦મે પોતાના લશ્કરને ઘણું સમજાવ્યું પણ તે હઠ પકડી બેઠું. હૈદરી લશ્કરમાં ફુટ પડી ગઇ માલીકે ઉશ્તરનો રીસાલો કહેવા મંડયો કે અમારી ફતેહ છે. મઆવિયાએ આ કાવત્રુ રચ્યું છે. એરાકી કહેવા લાગ્યા કે અમે નહીં લડીયે, એવી રીતે માંહો માંહે બોલા ચાલી થતાં અંદર અંદર લડાઇ સળગવાની તૈયારી હતી એટલામાં હઝરતે અલી અ૦મે લાચારીથી લડાઇ બંધ રાખવાનું કબુલ રાખી તેમને માંહો માંહે લડતા વાર્યા.

અફસોસ! હઝરતે અલી અ૦ને લાંબા સમય પછી આવી રીતે લગભગ મળેલી જીત, પોતાનાજ લશ્કરના દુરાગ્રહના કારણે ગુમાવવી પડી.

બન્ને પક્ષો વચ્ચે ચુકાદો આપવા માટે પંચ નીમવાની હીલ ચાલ શરૂ થઇ. મઆવિયાના પક્ષે પોતાની તરફથી મઆવિયાના વઝીર

ઉમર આસને લવાદ નીમ્યો. હઝરતે અલી અ૦મે પોતાની તરફથી અબદુલ્લાહ ઇબ્ને અબ્બાસ અને માલિકે ઉશ્તરના નામ આપ્યા. મઆવિયાના પક્ષે વાંધો લઇ કહ્યું કે તમારી તરફથી અબદુલ્લાહ ઇબ્ને અબ્બાસ અને માલિકે ઉશ્તરને અમે સ્વિકારતા નથી, જો તમે અબુ મુસા અશઅરીને તમારી તરફથી લવાદ નીમશો તો અમને વાંધો નથી. હઝરતે અલી અ૦મે કહ્યું અબુમુસા ખરડો અને ઉમર આસના મુકાબલામાં ભોળો, તેના કાવત્રાઓથી અજ્ઞાન છે, તેનામાં ચુકાદો આપવાની લાયકાત નથી માટે એતો નહીં જ નીમાય...આ વખતે હઝરતે અલી અ૦નું લશ્કર વળી દુરાગ્રહ પુર્વક કહેવા લાગ્યું કે નહીં, નહીં, શામીયોની ઇચ્છાનુસાર આપણી તરફથી લવાદ તરીકે અબુમુસા યોગ્ય છે. હઝરતે અલીએ અ૦ તેમને ઘણાં સમજાવ્યાં, પણ તેઓએ, પ્રથમની જેમ પોતાની જક મુકી નહીં. હઝરતે અલી અ૦મે આવી રીતે ચારે તરફથી દબાણમાં આવી લાચાર થઇ અબુ-મુસાને લવાદ તરીકે કબુલ રાખ્યો. પછી ઉમર આસ, અને અબુ-મુસા બન્ને કરાર નામું લખવા માટે હઝરતે અલી અ૦ની શેવામાં આવ્યા. જે કરાર નામાની શરૂઆત આ પ્રમાણે હતી—**બિસ્મિલ્લા હિર રહમાનિર રહીમ.** આ કરાર નામું છે કે જેના ઉપર અમીરૂલ મોઅમેનીન (મોઅમેનીનના સરદાર) અલી ઇબ્ને અબી તાલિબ અ૦ અને મઆવિયાએ સુલાહ કીધી છે. ઉમર આસે તરતજ વાંધો લઇ અબુમુસાને કહ્યું કે હઝરતે અલી તમારા અમીરૂલ મોઅમેનીન છે પરંતુ અમારાં નથી માટે અમીરૂલ મોઅમેનીન શબ્દ છેકી નાંખો— હઝરતે અલી અ૦ની તરફના લખનારાએ તેમ ન કરવા તકરાર કીધી ........હઝરતે અલી અ૦મે તરતજ પોતે તે શબ્દો છેકી નાંખ્યા

અને ફરમાવ્યું સુન્નતના મુકાબલામાં સુન્નત પુર્ણ થઇ. હોદબીયાની સુલાહના દીવસે હું હ૦ મોહમ્મદ સ૦ના સુલાહનામાવે લખતો હતો ત્યારે અમર બિન સોહેલે, જ્યારે મેં રસુલલ્લાહ શબ્દ લખ્યા ત્યારે તે શબ્દો કાઢી નાંખવા હુજ્જત કીધી. મેં તેમ કરવા ચોખી નાપાડી. હઝરતે મોહમ્મદ સ૦એ પોતાના હાથે એ શબ્દો છેકી નાંખી ફરમાવ્યું કે હે! અલી! એ સમય સમિપ છે કે ત્હારે પણ એમ કરવું પડશે અને લાચારીથી લોકોનું કહેવું માનવું પડશે.......... ઐતિહાસોમાં લખ્યું છે કે ઉપલી લડાઇમાં કુલ ૧૧૦ લડાઇયો થઇ હતી. અને મઆવિયાને મોહટી ખ્વારી અને પાયમાલી વેઠવી પડી હતી.

ચુકાદો આપવાનો વખત આવી પહોંચ્યો ત્યારે બન્ને પક્ષના માણસો દુમતુલ જન્દલ નામની જગ્યાએ એકઠાં થયાં, અબુ મુસા ભોળો હોવાથી, ઉમર આસના દાવમાં આવી ગયો ઉમર આસે તેને મોહટો બા બનાવી એમ મનાવરાવ્યું કે ઇસ્લામમાંથી ફીતના અને ફસાદની જડ કાઢવા માટે મઆવિયા અને હ૦ અલી અ૦ બન્નેને પદભ્રષ્ટ કરવાની અગત્ય છે; અને તેણે કહ્યું કે ખલીફા નીમવાનો અધિકાર મુસલમાનોને આપવો એ કરતાં વધારે ઉત્તમ બીજો ઉપાય મને દેખાતો નથી. અબુ મુસાએ કેટલીક હુજ્જત અને તકરાર બાદ ભરમાઇ જઇ આ વાત કબુલ કીધી, બીજે દીવસે ચુકાદો આપવાનું જાહેર કરવામાં આવ્યું........અબદુલ્લાહ ઇબ્ને અબ્બાસે ભોળા અબુ મુસાને ચેતવી કહ્યું કે, તેં જે ચુકાદો આપવો ધાર્યો હોય તે પ્રથમ ઉમર આસને જાહેર કરવા દેજે, તું પહેલાં જાહેર કરતોના, નહીં તો કપટી અને કાવત્રાખોર ઉમરઆસ તને છેતરી જશે.......... બીજે દીવસે અબુ મુસા, અબદુલ્લાહ ઇબ્ને અબ્બાસની અમુલ્ય

ચેતવણીને ન ગણકારતાં ચુકાદો આપવા માટે, ઉમર આસની પહેલા મીમ્બર ઉપર ચઢયો અને ગંભીરતા પુર્વક બોલ્યો કે "અમે લંબાણ પુર્વક વિચાર અને વિવાદ કર્યા બાદ હ૦ અલી અ૦ને (ખિલાફતથી) અને મઆવિયાને (હુકુમતથી) બન્નેને પદભ્રષ્ટ કરવાનું, અને ખલીફા નીમવાનું કામ સર્વ મુસલમાનોને સોંપવાનું ઠરાવ્યું છે, અને તે અનુસાર હું મ્હારી તરફથી હઝરતે અલી અ૦ને ખીલાફત ઉપરથી પદભ્રષ્ટ કરૂં છું"......આટલું બોલીને હેઠે ઉતર્યો. પછી પેલો લુચ્ચો મઆવિયા તરફનો લવાદ ઉમર આસ હંસતો હંસતો મીમ્બર ઉપર ચઢયો અને બોલ્યો કે હઝરતે અલી અ૦ના લવાદ અબુ મુસાએ હ૦ અલી અ૦ ને ખીલાફત ઉપરથી દુર કર્યા છે તો હું પણ તેમને ખીલાફતથી દુર કરૂં છું અને તેમની જગ્યાએ મોઆવિયાને નીમું છું......આ સાંભળીને અબુમુસા તો છકકજ થઇ ગયો તેની વચ્ચે અને ઉમરઆસ વચ્ચે ઘણી બોલા ચાલી થઇ પણ તેથી શો ફાયદો?......ઉમરઆસ પોતાના સાથીયો સહીત શામ ગયો અને મોઆવિયાને ખલીફા કહી સલામ કરી.........હઝરતે અલી અ૦ના પક્ષવાળા ઘણાંજ દીલગીર થતાં થતાં કુફે આવ્યા અને હઝરતે અલી અ૦ને સર્વે હકીકત કહી હઝરતે અલી અ૦ ગમગીન થયા અને પોતાના અસહાબોને એકઠાં કરી ખુત્બો ભણ્યા અને કેટલીક શીખામણો દીધી. અબુ મુસા ઝંખવાણો પડી મક્કા તરફ નાશી ગયો તે વારંવાર કહેતો હતો કે અબ્દુલ્લાહ બિન અબ્બાસે જોકે મને ઉમરઆસની લુચ્ચાઇથી ચેતવ્યો હતો તોપણ હું છેતરાઇ ગયો.

## જંગેનહેરવાન.



હી૦ સ૦ ૪૦માં નેહરવાનની લડાઇ થઈ. આ લડાઇ થવાનું કારણ એ છે કે સીફ્રીનની લડાઇ પછી હઝરત અલી અ૦ના માણસોમાંથી બાર હજાર જણાં હ૦ અલીઅ૦થી ફરી ગયાં. તેઓ પોતાના ફરી જવાના કારણમાં કહેતા કે જો અલી સત્ય (હક) ઉપર હોત તો લવાદ શામાટે નીમત? પરંતુ તે મુર્ખા એટલું ન સમજ્યા કે હઝરત અલી અ૦ તો પ્રથમથી કહેતા હતા કે તમે લડાઇ બંધ ન કરો આ શામીયોનું કાવત્રુ છે. તેઓ હઝરતે અલી અ૦ ને ભુંડું બોલવામાં હદથી વધી ગયાં. અને તેઓએ હઝરતે અલી અ૦ ના અસ્હાબોને મારવા, કતલ કરવા અને લુંટ ચલાવવી શરૂ કીધી હઝરતે અલી અ૦ મે તેઓની પાસે સમજુતી આપવા કેટલાંક માણસો મોકલ્યા પણ તેઓ માન્યા નહીં ......હઝરતે અલી અ૦ નો વિચાર શામ ઉપર ચઢાઇ કરવાનો હતો અને તેની તૈયારીગો કરતા હતા, પણ વચમાં આ ખારજીયોનો ફીતનો ઉભો થવાથી, તેઓએ તે વખતે શામ ઉપર ચઢાઇ કરવી માંડી વાળી ખારજીયો ઉપર ચઢાઇ કીધી. નેહરવાન નામની જગ્યાએ લડાઈ થઇ. હઝરતે અલી અ૦મે પાતાનો વાવટો ખોલી એવો ઢંઢેરો પીટાવરાવ્યો કે જે લોકો ખારજીયોમાંથી નીકળી આ વાવટાની નીચે આવે અથવા કુફે ચાલ્યા જાય તેમને અમાનછે. ઘણાં જણ કુફે ચાલ્યા ગયા અને ઘણાં જણાંઓએ વાવટા નીચે આવી આશ્રય લીધો. માત્ર ચાર હજાર માણસો પોતાની હઠ ઉપર અડયા રહ્યાં. હઝરતે અલી અ૦ મે પોતાના લશ્કરને જ્યાં લગી ખારજીયો પહેલ ન કરે ત્યાં લગી હુમલો કરવાની મનાઇ કીધી હતી જ્યારે ખારજીઓએ પહેલ કીધી

ત્યારે મુસલમાનો પણ તેમના ઉપર તુટી પડયા અને એવાં લડયા કે ચાર હજાર ખારજીયોમાંથી માત્ર દસ જણાં બાકી રહ્યાં અને બાકીના સર્વે કપાઇ મુવા આ લડાઇમાં હઝરતે અલી અ૦ ના માત્ર નવ માણસો શહીદ થયાં હતાં.

લખે છે કે હઝરતે અલી અ૦મે આ લડાઇની પહેલાં ફરમાવ્યું હતું કે આપણાં દસથી વધારે માણસ શહીદ નહીં થાય, અને તેમનાં દસથી વધારે બચવા નહીં પામે.



## હઝરતે અલી અ૦ ની શહાદત.

ખારજીયોની આ લડાઇમાં ફતેહ પામી, તે ફતેહના સમાચાર કુફામાં આગળથી પહોંચાડવા અબદુરરેહમાન ઇબ્ને મુલજીમને કુફે મોકલી, પોતાના લશ્કરને બારોબાર શામ મઆવિયા ઉપર ચઢાઇ લઈ જવાનો હુકમ આપ્યો. લશ્કરીયોએ વિનંતી કીધી કે અમારો સરસામાન ખુટી ગયો છે અમારા તરકીશો* તીરોથી ખાલી થઇ ગયાં છે અને અમો થાકી ગયા છીએ, જો અમને કુફામાં જઇ લગાર વિશ્રામ લીધા પછી શામ જવા ફરમાવો તો સારૂં. હઝરતે અલી અ૦મે તેમની આ માંગણી સ્વીકારી કુફે કુચ કરવાનો હુકમ ફરમાવ્યો—

હઝરતે અલી અ૦ મે, નેહરવાન ઉપરથી અબદુર રેહમાન ઇબ્ને મુલજીમને કુફે મોકલતાં કહ્યું હતું કે "ત્હારી તલવારમાંથી મ્હારા

* તીર જે થેલીમાં મુકવામાં આવે છે તે.

લોહીની વાસ આવે છે, તુ મને શહીદ કરીશ,” ઇબ્ને મુલજીમે કહ્યું હતું કે યા મવલા—મારા દીન દુન્યના સરદાર ! જો મ્હારા હાથથી એવું પાપમય અને અઘોર કૃત્ય થનારૂં હોય તો મને હમણાંજ આ તલવાર વડે કાપી નાંખો. હઝરતે અલી અ૦ ફરમાવ્યું હતું કે “કોઇ બનાવ બન્યા પહેલાં તેનો બદલો લેવો ન્યાય વિરૂધ છે માટે તું જા.”

જ્યારે ઇબ્ને મુલજીમ કુફામાં આવી ફતેહ પામ્યાની મુનાદી (ઢંઢેરો) કરતો ફરતો હતો ત્યારે તે એક કુત્તામા નામની પાપીણી સ્ત્રી ઉપર આશક થએલ અને તેણીની માંગણી કીધી. તેણીએ પોતાની મેહરમાં હઝરતે અલી અ૦ નું શીશ માંગ્યું, ઇબ્ને મુલજીમ એ નીચ કૃત્ય કરવા તૈયાર થયો, અને જ્યારે હઝરતે અલી અ૦ રમઝાન માસની ૧૯ મી તારીખે મસજીદમાં સવારની નમાઝના સીજદામાં હતાં ત્યારે તે તેમના પવિત્ર શીશ ઉપર જોરથી ઝેર પાએલી તલવાર મારી નાશી ગયો. હઝરતનું શીશ મુબારક ચીરાઇ ગયું. આખી મસજીદમાં કોલાહલ મચી ગયો. તેમના પ્યારા પુત્રો હઝરતે હસન અ૦ અને હુસયન અ૦ દોડી આવ્યા. થોડીવાર પછી લોકો ઇબ્ને મુલજીમને પકડી લાવ્યા, હઝરતે અલી અ૦ મે તેને કૈદ રાખવાનો હુકમ આપી ફરમાવ્યું કે જો હું મર્ણ પામું તો તેને તલવારનો એકજ ઘા મારજો કેમકે તેણે મને એકજ ઘા માર્યો છે. અને જો હું જીવીશ તો તેને માફી આપવી અથવા તેની પાસેથી બદલો લેવો એ મ્હારા અખીકારમાં છે......પછી તેઓ હઝરતે ઇમામે હસન અ૦ને ઇમામત અને ઇમામતનું ઇલ્મ સોંપી તથા કેટલીક વસીયતો અને નસીહતો

કરી રમઝાન માસની ૨૧ મી તારીખે આ દારેફાની[૧]થી દારે બાકેહ-બી[૨] તરફ કુચ કરી ગયા.

તે હઝરતનો રોઝો મુબારક નજફ અશરફમાં છે જ્યાં અસંખ્ય ઝવ્વારો જઇ બે હીસાબ સવાબ લુટે છે.

સર્વ મોહદ્દિસો[૩] એકમતે લખે છે કે હઝરતે અલી અ૦ સર્વ અસહાબો કરતાં વિશેષ આલિમ અને ફીકહ જાણનાર હતા. કુરઆને શરીફ અને તે પહેલાંની સર્વ આકાશી કીતાબો જેવી કે તવરાત, ઇન્જીલ, ઝબુર અને બીજા સહીફાને પુર્ણ રીતે જાણતા હતા ઇલ્મે તફસીરમાં, અબદુલ્લાહ ઇબ્ને અબ્બાસ હઝરતે અલી અ૦ ના શાગીર્દ (શીષ્ય) હતા. ઇલ્મે કીરઅતમાં અબુ અબદર્રેહમાન અસલમી હઝરતે અલી અ૦ નો શાગીર્દ હતો, પણ બની ઉમય્યાના ભયથી તેમનું નામ જાહેર કરવામાં આવતું નહીં. ઇલ્મે ફિકાહમાં સર્વ ફકીહો હઝરતે અલી અ૦ ના નામ લેવા છે. ઇલ્મે ઉસુલેદીન જેને આલીમો ઇલ્મે કલામ કહે છે તેની સનદ હઝરતે અલી અ૦ સુધી પહોંચાડે છે. ઇલ્મે તસવ્વુફમાં જુનૈદ બગદાદીનું કહેવું છે કે તસવ્વુફમાં અમારા ઇમામ પેશવા–સરદાર હઝરતે અલી અ૦ છે. ઇલ્મે નહુવ પણ હઝરતે અલી અ૦ મે યોજેલ છે. ઇલ્મે ફસાહત* માં, અબદુલ હમીદી યહ્યા કહે છે કે મને જેટલી ફસાહત પ્રાપ્ત

૧–ક્ષણભંગુર ઘર–દુન્યા. ૨–નિરંતરનું ઘર–પરલોક, ૩–હદીસો લખનારા.

* અલંકાર યુક્ત છટાદાર સુભાષા.

થઇ તે હઝરતે અલી અ૦ ના જ્ઞાનના બા (બાપદાદો) મોહંમદ પયગંબરની સેવાથી પ્રાપ્ત થઇ હતી. ઇલ્મુલશેઅરમાં, શેઅબીનું કહેવું છે કે હઝરતે અલી અ૦ સર્વથી શ્રેષ્ઠ શેઅર કહેનાર શેઅરૂન્નાસ હતા. ખુશનવીસીમાં એટલે સારા અક્ષરો લખવામાં હઝરતે અલી અ૦ સર્વથી શ્રેષ્ઠ હતા.

ઇલ્મે હયઅતમાં, યુનુસબિન અબદુર રેહમાનનું કહેવું છે કે હઝરતે અલી સર્વથી વધારે અને શ્રેષ્ઠ જાણનાર હતા. ઇલ્મે રીયાઝ વીગેરે વીગેરે દીન દુન્યાના જે જે ઇલ્મો (વિદ્યાઓ) છે અને દીન દુન્યાની જે જે ફઝીલતો (મહાતમ્ય) છે તે સર્વમાં હઝરતે અલી અ૦ જેવું કોઇ નહતું.

હદીસોની કીતાબો અને કુરઆને શરીફની પવિત્ર આયતો તેમનાં વખાણ—અને ગુણોથી ભરપુર પડેલીયો છે.



## હઝરતે અલી અ૦ ની વર્તણુંક.



સખાવત—ઉદારતામાં ગરીબોની ખબરગીરીમાં, યતીમોની બાલદાશ્ત રાખવામાં, આંધળાં, લુલાં અને પાંગળાંઓની ખબર લેવામાં, નમ્રતા, સહન શિલતામાં એટલાં તો આગળ વધેલાં હતાં કે તેમના જેવું ન કોઇ થયું છે ન થશે. સખાવખાતમાં એક નહીં પણ અનેકવાર પોતાનાં ઘરબાર લુંટાવી દીધાં છે તેઓ એટલી સખાવત કરતા કે તેમનાં ઘરમાં જો કે, દુન્યાના મોહટા ભાગના બાદશાહ હતા, તોપણ ઉંટને દાણા ખવરાવવાનાં એક ચામડાં અને ઘંટી વિના બીજું કાંઇ રહેતું નહી. તેમની સખાવતની જે પ્રખ્યાતી ઇસ્લામી દુન્યામાં છે

તે જો હું લખવા બેસું તો મોહટા ગ્રંથોના ગ્રંથ ભરાય, અને આ આખું પુસ્તક તેના એક પાનાની બરાબરીમાં પણ મુકાય નહીં. કોઇ સવાલ કરનારો તેમની પાસેથી પાછો અથવા નિરાશ જતો નહીં, તેઓની પાસે જે વસ્તુ હોતી જોઇયે તો તે ગમે તેટલી કીમતી અને તેમની ગમે તેટલી પસંદગીની હોતી, સવાલ કરનારાને તરત આપી દેતા. તેઓએ આખા કુટુંબ સહિત એક વખત રોઝો (ઉપવાસ) રાખ્યો હતો, સાંજરે રોઝો ખોલતી વખતે, કોઇ સવાલ કરનારે સવાલ કર્યો તેથી તેઓએ અને તેમના સમગ્ર કુટુંબે પોતપોતાના ભાગનું ખાણું એ માંગણને આપી દીધું અને તે રાતે પાણીથી રોઝો ખોલી સર્વે ભુખ્યા સુઇ રહ્યા, બીજે દીવસે સાંજે જેવા રોઝો ખોલવા બેસતા હતા તેવાજ વળી માંગણે સવાલ કર્યો તે દીવસે પણ સર્વે જણે પોતપોતાના ભાગનું ખાણું તે માંગણને આપી દીધું અને તે રાતે પણ માત્ર પાણીથી રોઝો ખોલી ભુખ્યા સુઇ રહ્યા. ત્રીજે દીવસે સાંજે પણ એમજ થયું. આવી રીતે વારંવાર તેઓ તથા તેમનું આખું કુટુંબ માંગણની વાંચ્છના પુરી કરવા માટે, પોતાની જાતે દુઃખ વેઠી સખાવત કરતા, જેની તારીફ કુરઆનમાં મૌજુદ છે, અને તેઓની સખાવતની વાતો ઇસ્લામી દુન્યાનું બાળક બાળક જાણે છે, તેઓ ગમે તે હાલતમાં હોય સખાવત કર્યા વિના રહેતા નહીં, એક વખત તેઓ નમાઝ પડતા, રૂકુમાં હતા એવામાં માંગણે સવાલ કર્યો. હઝરતે, તરતજ ઇશારાથી પોતાની આંગળીમાંથી વીંટી ઉતારી લેવા કહ્યું જે ઘણીજ અમુલ્ય હતી. આ વિશે પણ કુરઆને શરીફ-માં ખુદાએ વર્ણન કરેલ છે અને તારીફ કરતાં તેમને સર્વે મોઅમે-નીનના માલિક બતાવેલ છે, ઘણીવાર એમ પણ બન્યું છે કે તેઓ

યહુદીયોની વાડીયોમાં મજુરી કરી પોતાને અને પોતાના કુટુંબને ભાગ્યેજ પુરો પડે એટલો ખોરાક લાવતા અને કોઇ સવાલ કરતું ત્યારે તરત તેને આપી દેતા. બાદશાહીના સમ્યે રાતના વખતે રોટલાઓના ગાંસડા પોતાની પીઠ ઉપર ઉંચકી ગરીબ લોકોને ખવરાવવાં ખુણે ખોચરે ફરતા. કોઇ માણસ સખાવત લેતાં શરમાય નહી એટલા માટે તેને ચુપકીથી પહોંચાડી દેતા કેટલાકોને તો એવી છાની રીતે આપતા કે તેઓ, તેમને આપનાર કોણ છે એ પણ જાણતા નહીં. ઘરડી ડોશીયોનાં કામકાજ કરી આપતા, તેમને પાણી ભરી આપતા; રાંડીરાંડ બચરવાલ સ્ત્રીના ઘરમાં જઇ તેને રાંધી આપતા. વીગેરે વીગેરે તે જનાબની સખાવતની એટલી બીનાઓ છે કે અહીં સંક્ષેપમાં લખી શકાય નહીં.

તે જનાબ કદી કોઇ ઉપર ધર્મના કામ શિવાય, ગુસ્સે થતા નહી. તેમના વિશે લખાયુંછે કે તેઓ એક વખત મહા મોહટા કાફેર ગબ્બ પહેલવાનની સાથે લડતા હતા જે તેમનો કટ્ટો શત્રુ હતો અને તેના બળ અને કુવ્વતની વિખ્યાતી ચારે તરફ પ્રસરેલી હતી. લાંબો વખત કુસ્તી થયા પછી હઝરતે અલી અ૦ મે તેને ભોંય પછાડી માર્યો અને તેની છાતી ઉપર ચઢી બેઠા. હઝરતે અલી અ૦ તેનું માથું વઢવા જતા હતા તેવામાં તે કાફર પ્હેલવાન તે હઝરતના પવિત્ર મોંહ ઉપર થુંકયો. હઝરતે અલી અ૦ તરતજ તેની છાતી ઉપરથી નીચે ઉતરી પડયા અને તલવાર ભોંય ફેંકી દીધી. આ જોઇ પેલો કાફર છક્ક થઇ ગયો અને બોલ્યો યા અલી ! મ્હારા જેવો તમારો કટો શત્રુ અને મહા મોહટો ઝબરદસ્ત પ્હેલવાન તમારા કબજામાં આવ્યો, અને પછી તેણે તમારા

મોંડ ઉપર થુંકી તમારૂં અપમાન કર્યું છતાં તમે તેને આવી રીતે શામાટે મુકી દીધો ? હઝરતે અલી અ૰ મે ફરમાવ્યું હું ઇસ્લામ ધર્મના શત્રુઓની સાથે ખુદાની ખુશી પ્રાપ્ત કરવા માટે લડું છું. જ્યારે તું મ્હારા મોંહ ઉપર થુંકયો ત્યારે મને ક્રોધ આવ્યો જો તે વખતે હું તને કતલ કરત તો ઇસ્લામ માટે નહીં પણ ક્રોધમાં હોસ્વાઇ પોતાની તૃપ્તી માટે તને કતલ કર્યો એમ ઠરત. અને એમ હું ચાહતો નથી. આવાં મહાતમ્ય ભર્યાં વચનો સાંભળી તે કાફર બોલ્યો કે જે ધર્મના પ્રવર્તાવનારા આવા હોય તે ધર્મ કદી ખોટો હોઇ શકે નહીં. હું ઇસ્લામ કબુલ કરૂં છું. પછી તે મુસલમાન થયો........ આવીરીતે તે હઝરતે એવા તો સર્વોત્તમ ગુણોના અનુપમ દ્રષ્ટાંતો પોતાની પાછળ મુકયાં છે કે જેથી ઇસ્લામી પુસ્તકો ભરપુર પડયાં છે.

વળી એક વખત હઝરતે અલી અ૰ એક કાફરની સાથે લડી રહ્યાં હતાં એવામાં કાફર લડવૈયાની તલવાર તેના હાથમાંથી પડી ગઇ તેથી તે બોલ્યો કે યા અલી ! તમારી ઝુલફકાર—તલવાર જો મને આપો તો હું બતાવું ? ! હઝરતે તરતજ તેના હાથમાં પોતાની તલવાર મુકી દીધી, પેલો કાફર આશ્ચર્ય પામી બોલ્યો કે તમારી તલવાર તમે ખાસ લડાઇના વખતે મ્હારા જેવા શત્રુના હાથમાં શામાટે આપી ? મેં માંગણી કીધી હતી તેમાં શું થયું! હઝરતે અલી અ૰મે ઉત્તર આપ્યો એટલામાટેકે ઇસ્લામ ધર્મનો પાયો (બુન્યાદ) શુરવિરતા (જવાં મરદી) અને મનની ઉદારતા (મનની મોટાઇ) ઉપર રહેલો છે............પછી તરતજ તે કાફર કલેમો ભણી મુસલમાન થયો.

કેટલીક વખતે, કેટલીક કાફિર યુવાન સ્ત્રીયો, પોતાના આશકોને, હ૦ અલી અ૦ના હાથથી કપાએલાં પોતાના સગાવ્હાલાંઓનું વૈર લેવા, અથવા પોતાની માંગણી કરનારાઓ કેવા બહાદુર અને શુરવીર છે (તે વખતે શુરવીરતા એ મહા મોહટો સર્વોપરી ગુણ ગણાતો) એ તપાસવાના અથવા પોતાનો કેડો મુકાવવાના હેતુથી, અથવા ગમે તેવા હેતુથી હઝરત અલીઅ૦નું શીશ કાપી લાવવા મોકલતીયો. જ્યારે એવા કામાંધ આશકો હઝરત અલીઅ૦ની પાસે આવતાં અને લડાઇ માંગતા ત્યારે હ૦ અલી અ૦ તેમને કહેતાં કે જો મ્હારૂં શીશ ઉતારી લઇ જવાથીજ તમારી માશુકા સાથે તમારા લગ્ન થતાં હોય, તો લ્યો લઇ જાઓ હાજર છે ..........હઝરતે અલી અ૦નો આવો વિવેક જોઇ તેઓ તરત મુસલમાન થઇ જતાં........હબશના બાદશાહના ભત્રીજા જનાબે કમ્બરે એવીજ રીતે હઝરતે અલી અ૦ની ગુલામી હમેશાને માટે સ્વીકારી હતી. જોકે આપ અરબ, શામ, ઇરાન, અને મીસર ઇત્યાદીના બાદશાહ ઇમામ અને પેશવા હતા, અને ખુદા તઆલા તથા તેના રસુલ હ૦ મોહમ્મદ સ૦ તરફથી અનહદ પદવીઓ માન અને ફઝીલતો પામ્યા હતા તોપણ તેઓ કદી કોઇ પણ મુસલમાન—મોઅમિનની સાથે ગર્વપુર્વક વર્તતા નહીં, લખે છે કે જ્યારે તેઓ સિફ્ફીનની લડાઇમાંથી કુફામાં આવ્યા અને કબીલએ શબામના લોકો પાસેથી નીકળ્યા, ત્યારે તેઓએ, સીફ્ફીનમાં માર્યા ગએલાં મોઅમેનીનની સ્ત્રીઓને રડતી અને વિલાપ કરતાં સાંભળી, તેથી તેઓએ તે કોમના આગેવાન હર્બ શરજીલને (કે જે હઝરતના ઇસ્તેકબાલ (શુભાગમન) માટે આવ્યો હતો) કહ્યું કે તમારા ખાનદાનની સ્ત્રીયો વિલાપ કરે છે તેની તેમને મનાઇ કરતા નથી?........તે વખતે તે હઝરત અસ્વાર

હતા અને હવે શરજીલ તેમની અસ્વારી સાથે માનપુર્વક ચાલતા હતા.........હઝરતે અલી અ૦મે ફરમાવ્યું પાછો વળી જા ત્હારા જેવાનું મ્હારા જેવાની સાથે પગે ચાલવું હાકિમ એટલે બાદશાહ માટે ફીત્નો એટલે ગર્વ (ઉતપન્ન થવા)નું અને મોઅમેનીન માટે હલકાઇ અને અપમાનનું કારણ છે!!.........ભાવાર્થ એ કે એથી હાકિમને ગર્વ આવે છે અને મોઅમેનીનની હલકાઇ થાય છે.

તેઓ પોતા માટે જાહેરી માનના રીવાજને પણ પસંદ કરતા નહીં; જેમકે દાખલા તરીકે લખવામાં આવે છે કે જ્યારે તેઓ શામ તરફ જતાં હતા ત્યારે રસ્તામાં 'અમ્બાર' નામની જગ્યાએ કેટલાંક ગામડીયાં મળ્યાં જેઓ હઝરતે અલી અ૦ને જોતાં વેંતજ પોતાની અસ્વારી ઉપરથી નીચે ઉતરી પડયા અને ઘણીજ ત્વરાથી શેવામાં હાજર થયાં, હઝરતે અલી અ૦મે પુછ્યું તમે ઘોડાઓ ઉપરથી નીચે કેમ ઉતરી પડયા? તે ગામડીયાઓએ કહ્યું કે અમારા દેશમાં અમીરો અને હાકિમોને એવી રીતે માન આપવામાં આવેછે, હઝરતે અલીઅ૦મે ફરમાવ્યું ખરેખર ખુદાની કસમ તમારાં અમીરો તમારા એવાં વર્તનથી લગારે લાભ અથવા ફાયદો પામી શકતા નથી, પરંતુ તમે દુન્યામાં તરદી લ્યો છો અને આખેરતમાં તેની શિક્ષા ભોગવશો......અને એ તરદી કે જેનું પરિણામ દોઝખ હોય તે ઘણીજ નુકસાનકારક અને દુઃખદાયક છે, અને એ શરીરનું સુખ કે જેનું પરિણામ દોઝખની અગ્નીથી રક્ષણમાં રહેવાનું હોય તે ઘણુંજ લાભ દાયક છે એક વખત એક માણસ હઝરતે અલી અ૦ સન્મુખ તેમના હદપાર ઘણુંજ વખાણ કરતો હતો અને મનમાં તે કરતાં ઉતરતાં સમજતો હતો, હ૦ અલીઅ૦મે તેને કહ્યું કે તું મ્હારા જેટલાં વખાણ મુખવડે કરે

છે તે કરતા હું ઉતરતો છું, અને ત્હારા મનમાં તું મને જેવો છે તેના કરતાં ઘણો ચઢીયાતો છું.

વળી એક વખત કેટલાંક લોકોએ તેમની રૂબરૂ તેમના ઘણાં વખાણ કર્યાં હઝરતે અલી અ૦મે ફરમાવ્યું હે ખુદા ! તુ મને મ્હારા કરતાં વધારે જાણે છે, અને હું કેવો છું એ હું પોતે આ લોકો કરતાં વધારે જાણું છું તો હે ! ખુદા ! આ લોકો જેવો મને સમજે છે તેના કરતાં મને વધારે સારો બનાવ, અને મ્હારા એ પાપો કે જેને આ લોકો જાણતા નથી ક્ષમા કર; અહા ! ખુદાની દરગાહમાં શું ખાકસારી!!!

તે હઝરત પોતાના રાજ્યના બૈતુલ માલમાં આવતાં નાણાંનો ઉપ્યોગ તદ્દન ધર્માનુસાર કરતાં, અને સર્વ ગરીબ ત્થા અમીરને એકી નજરે જોતાં અને સરખાં હકદાર સમજતાં.

એક વખત તેઓ રાતના સમયે યતીમોના માલનો હીસાબ કરતા હતા, એટલામાં તેમની ખાનગી મુલાકાતે એક માણસ આવ્યો, હઝરતે તરતજ પોતાની પાસે બળતો દીવો ઓલવી નાંખી તેની મુલાકાત લીધી. પેલા મુલાકાત આવનાર માણસે તેમ કરવાનું કારણ પુછયું. હઝરતે અલી અ૦મે ફરમાવ્યુ એ દીવામાં બળતું તેલ યતીમોના હકના પૈસામાંથી વેચાતુ લાવવામાં આવ્યું હતું, તેને હું મ્હારી ખાનગી મુલાકાતના કામમાં વાપરી શકતો નથી.

ઝોહદ એટલે પરહેઝગારી ત્થા સાદાઇમાં એ હઝરતની એવી સ્થીતિ હતી કે તેઓ તદ્દન જાડા ખરબચડા અને થીગડાવાળાં લુગડાં પહેરતાં, ઘરમાં જોઇતી વસ્તુઓ પોતે બજારમાં જઇ ખરીદી પોતેજ ઉચકી લાવતા બીજાને ઉચકવાની તસ્દી આપતાં નહી. સુકી રોટલી

આતા, ચટાઇ ઉપર બેસતાં અને ફાટેલી ચટાઇ ઉપરજ સુઇ રહેતાં, એજ તેઓની ગાદી અને એજ તેઓનું ફર્શ. સેવયદ ઇબ્ને ગફલા નામનો માણસ કહે છે કે એક દીવસ મેં હઝરતે અલી અ૦ને વિનંતી કીધી કે હે ! અમીરૂલ મોઅમેનીન ! આપ બાદશાહ છો, આ ફાટેલી તુટેલી ચટાઇને બદલી નાંખો. હઝરતે અલી અ૦મે ફરમાવ્યું હો સોવ-યદ આ અમારૂં ઘર નથી અહીં અમે થોડાં વખત માટે રહીયે છીયે. અમારૂં ઘર આખેરત (પરલોક)છે, અમે અમારો સરસામાન ત્યાં મોકલી દીધો છે.

તેઓ ખુદાની ઇબાદત ( ભકિત ) એટલી બધી કરતા હતા કે દરેક રાતે હજાર રકઅત નમાઝો પડતા હતા ; અને તેઓ એવાતો એકાગ્ર ચિત્તે ઇબાદત કરતા કે, ઘણી વખત, તેમને લડાઇમાં વાગેલાં તીર, જ્યારે તેઓ નમાઝ પડતાં ત્યારે તેમના શરીરમાંથી ખેંચી લેવામાં આવતાં, અને તેમને તેની ખબર વટીક પણ પડતી નહીં.

જ્યારે મઆવિયાએ હઝરતે અલી અ૦ના સંબંધમાં ઝરારા બિન હમઝા ઝબાઇને પુછ્યું ત્યારે તેણે કહ્યુ કે મેં હઝરતે અલી અ૦ને સુનસાન અને કાળી ઘમઘોર અંધારી રાતે મસજીદની મેહરાબમાં ઉભેલાં અને પોતાની દાઢીને હાથમાં પકડી એક ઝખમી થએલા સાંપની પેઠે બેચેન થતાં અને એક દુઃખી માણસની જેમ વિલાપ કરી કહેતાં સાંભળ્યાં છે કે હે ! દુન્યા ! હે ! દુન્યા ! ચાલીજા, મુજથી દુર થા, શું તું મુજ સમક્ષ આવી મને લોભાવવા ઇચ્છે છે, તુ તેમાં ફતેહ પામીશ નહીં. બીજા કોઇને જઇને લોભાવ, મને ત્હારી કાંઇ જરૂરત નથી. મેં તને ત્રણ તલાક આપી મ્હારા પોતા ઉપરં હરામ કરી લીધી છે, હવે હું તારી તરફ વલણ કરી શકતો નથી. ત્હારી

જીંદગા ઘણી ટુંકો છે, ત્હારો માન મરતબો ઘણો ઓછો છે, અને ત્હારી આશાઓ ઘણી હલકી છે......હાય અફસોસ! ભાતું ઓછું અને પંથ—રસ્તો લાંબો છે......મુસાફરી લાંબી છે અને હીસાબ દેવાની જગ્યા મોટી છે.

તેઓ રૈયતના ઝગડાઓના ફેસલા એવા તો ઉત્તમ આપતાં કે તેમાં કદી લગારે અન્યાય થવા પામતો નહીં, તેમને લગાર કહેવામાં આવતું એટલે તેઓ સર્વે તત્વસાર સમજી જતાં અને તરત ચુકાદો કરી આપતાં તેમના ફેસલા અસંખ્ય છે અને તે બધાં કીતાબોમાં લખાએલાંછે, અહીંયા માત્ર નમુના દાખલ થોડાંક લખવામાં આવે છે-

## હઝરતે અલી અ૦ના ફેસલા.

એક વખત બે માણસ ખાણું ખાવા બેઠા, એકની પાસે પાંચ અને બીજાની પાસે ત્રણ રોટલીયો હતી. એટલામાં ત્રીજો માણસ આવ્યો અને તેમની સાથે ખાવા બેઠો. તે ત્રણે જણાં આઠ રોટલીયો ખાઇ ગયાં, ત્રીજા માણસે પોતાના ખાવાના બદલામાં આઠ દીરહમ આપીને કહ્યું કે તમે માંહોમાંહે વ્હેંચી લેજો, પેલાં બન્ને અંદર અંદર લડવા લાગ્યા, એક કહે કે મને પાંચ દીરહમ મળવા જોઇયે કેમકે મ્હારી પાંચ રોટલીયો હતી, અને તુ ત્રણ દીરહમ લે કારણ કે ત્હારી ત્રણ રોટલીયો હતી. ત્રણ રોટલી વાળાએ કહ્યું હું ત્રણ દીરહમ નહીં લઉં; આપણે અરધો અરધ વ્હેંચી લઇયે અર્થાત—તેઓ ઝગડતા ઝગડતા હઝરતે અલી અ૦ની સેવામાં આવ્યા. હઝરતે અલી અ૦મે ત્રણ રોટલી વાળાને ત્રણ દીરહમ લેવા સમજાવ્યો પણ તેણે

ન લેતાં કહ્યું હું તો વ્યાજથી લઈશ. હઝરતે અલી અ૦મે કહ્યું જો તું વ્યાજથી માંગતો હોય તો તને એક દીરહમથી વધુ મળી શકશે નહીં, કેમકે આઠ રોટલીયો હતી. તેના ત્રણ ત્રણ ટુકડા કરતાં ચોવીસ ટુકડા થયા. અને તમે ત્રણ ખાનાર હતાં હવે એ ખબર નથી કે તમારામાંથી વધારે ખાનારો કોણ હતો અને કોણ ઓછું, તેથી એમ માનવામાં આવે છે કે તમે ત્રણ જણાઓએ સરખું ખાધું હશે, તો તેં આઠ ટુકડ ખાધા અને ત્હારી ત્રણ રોટલીના નવ કટકા થયા, અને ત્હારા મીત્રની પાંચ રોટલીયો એટલે તેના પંદર ટુકડા, તેણે આઠ ટુકડા પોતે ખાધા અને સાત ટુકડા ત્રીજા માણુસ (દીરહમ આપનાર) ને ખવરાવ્યાં તેથી તે સાત દીરહમનો હકદાર છે અને તુ એકનો, કેમકે તેં ત્રીજા માણુસને એકજ ટુકડો ખવરાવ્યો હતો—

એક વખત હઝરતે અલી અ૦ કુફાની મસજીદમાં મિમ્બર ઉપર ખુત્બો ભણી રહ્યા હતા એટલે ભાષણ આપતા હતા એટલામાં એક સ્ત્રીએ વિનંતી કીધી યા અમીરલ મોઅમેનીન ! મ્હારી દીકરીનો વર (તેનો જમાઇ) મરી ગયો છે, અને મ્હારી દીકરીનો તેના પતીની મીલ્કતમાં આઠમો ભાગ છે પરંતુ તેના બીજા વારીસો તેને નવમો ભાગ આપે છે; હું આપની પાસે ન્યાય માંગુછું. આ સાંભળી હઝરતે અલી અ૦મે ફરમાવ્યું, શું ત્હારો જમાઇ બે દીકરીયો પાછળ મુકી મર્ણુ પામ્યો છે ? તેણીએ કહ્યું હા, હઝરતે અલી અ૦મે પુછ્યું શું ત્હારા જમાઇના માબાપ જીવતા છે ? તેણીએ કહ્યું હા, હઝરતે અલીએ ફરમાવ્યું ત્હારી દીકરીનો આઠમો ભાગ તે નવમો થઇ ગયો છે... વધારે માંગ નહીં કારણ કે શરીઅતમાં એવીજ રીતે છે.

એક વખત હઝરતે અલી અ૦ પોતાના ઘરની બહાર નીકળી ઘોડા ઉપર અસ્વાર થવા એક પગ પાંગડામાં મુકયો હતો એટલામાં એક સ્ત્રીએ આવી અરજ ગુઝારી યા અમીરલ મોઅમેનીન! મ્હારો ભાઈ ૬૦૦ દીનાર મુકી મર્ણ પામ્યોછે. કાઝી મને માત્ર એક દીનાર અપાવે છે, માટે હું આપની પાસે ન્યાય માંગુછું હઝરતે તરતજ જવાબ આપ્યો, ત્હારા ભાઈની બે પુત્રીયો હશે. તેણીએ કહ્યું જી હા, હ૦ અલીઅ૦મે ફરમાવ્યું ૪૦૦ દીનાર તેમના થયાં હશે, અને ફરમાવ્યું ત્હારા ભાઇની મા જેના ૧૦૦ દીનાર થયાં, અને ત્હારા ભાઇની વહુ હશે જેના ૭૫ દીનાર થયાં સ્ત્રીયે કબુલ કીધું......પછી હઝરતે અલી અ૦મે પુછ્યું શું તને બાર ભાઇયો છે? સ્ત્રીએ કહ્યું જી હા, હઝરતે ફરમાવ્યું બે બે દીનાર તેમને મળ્યાં, હવે ત્હારા માટે જે એક દીનાર રહ્યો તે વ્યાજબી છે."

તહઝીબુલ અહકામને આધારે લખે છે કે બીજા ખલીફા હ૦ ઊમર રદી૦ના વખતમાં પાંચ શખસોએ એક ઓરતસાથે ઝીના કીધી ખલીફા સાહેબે હુકમ કર્યો કે આ પાંચે શખસને હદ(શરીયતે ઠરાવેલી શિક્ષા) મારો, આ વખતે હઝરત અલીઅ૦ ત્યાં મવજુદ હતા આપે ફરમાવ્યું પાંચે જણ એકજ જાતની સજાને લાયક નથી, દરેક જુદી જુદી સજાને લાયક છે, તેઓએ કહ્યું આનો ફેસલો આપ કરો, આપે ફરમાવ્યું એક જણને કતલ કરો, બીજાને સંગસાર § કરો, ત્રીજાને પુરી હદ મારો, ચોથાને અરધી હદ મારો, અને પાંચમાંને સેજ સજા કરી કાઢી મુકો.

§ પત્થર વડે મારી નાખવો.

આ સાંભળીને સર્વે જણ અચંબો પામ્યા, અને તેનું કારણ પુછ્યું, તો આપે ખુલાસો કર્યો કે પહેલો યહુદી છે તેણે આ કામ કર્યું છે તેથી તેને કતલ કરવો જોઇયે બીજો ઓ વાળો છે છતાં ઝીના કરી તેથી તેને સંગસાર કરવો જોઈએ, ત્રીજો ઓરતવીનાનો છે તેથી તેને ફક્ત હદ મારવી એટલે સો કોરડા મારવા, ચોથો ગુલામ છે તેથી તેને અરધી હદ મારવી એટલે પચાસ કોરડા મારવા, પાંચમો દીવાનો છે તેથી તેની ઉપર હદ નથી પણ અદબ માટે ત્રણ તમાચા મારી કાઢી મુકવો.

આ સાંભળીને સર્વે દોરૂદની અવાજ બુલંદ કરી, અને હઝરતે ઉમર રદી૦એ ફરમાવ્યું કે લવલા અલી લહલક ઊમર એટલે અગર અલી નહતે તો ઊમર હલાક થતે.

લખેછે કે હઝરતે ઉમર રદી૦ના વખતમાં કેટલાક લોકોએ ખાનએ કઅબામાંના પુષ્કળ ઘરાણાઓનું વર્ણન કરતાં કહ્યું કે "જો એ ઘરેણાંઓને મુસલમાનોમાં વ્હેંચી દયો તો સવાબ થાય અને કામમાં આવે, એવી રીતે ખાનએ કઅબામાં પડયાં પડયાં શા કામમા આવનાર છે? હઝરતે ઉમર રદી૦ ને તેમની સલાહ પસંદ પડી અને તેમ કરવા નિશ્ચય કરી હઝરતે અલી અ૦ ને સુલાહ પુછી તો આપે ફરમાવ્યું કે કુરઆને શરીફ હ૦ મોહમ્મદ સ૦ ઉપર ઉતારવામાં આવ્યું છે અને તેમાં ચાર પ્રકારના માલનું વર્ણન છે. ૧—મુસલમાનોના માલનું વર્ણનછે કે જે મુકરર કરવામાં આવેલા ભાગ પ્રમાણે વારેસોમાં વ્હેંચાય છે. ૨ કાફેરોની સાથે લડ્યા વિના તેઓનો જે માલ મુસલમાનોને હાથ આવ્યો હોય તેને પણ હકદારોમાં વ્હેંચવાનું વર્ણવ્યું છે. ૩ ગનીમત (લુંટ)ના માલનો પાંચમો ભાગ ખુમ્સ એ પણ

તેની જગ્યાએ (એટલે બની હાશમમાંના હકદારોમાં) વાપરવાનું વર્ણવ્યું છે. ૪ સદકાનો માલ, એ પણ તેના યોગ્ય સ્થળે વાપરવાનું વર્ણન કરવામાં આવ્યું છે. હઝરતે મોહમ્મદ સ૦ ના સમયમાં કઅબાના ઘરેણાં તેમાં હતાં, અને ખુદાએ તે માટે કોઇ આજ્ઞા ઉતારી નથી, એ છતાં કે અલ્લાહ તેને ભુલી ગયો હોય અને ખાનએકઅબા તેનાથી છુપુ રહ્યુ હોય એમ નથી......તો જે માલને અલ્લાહ અને અલ્લાહના રસુલે જ્યાં પડયો રહેવા દીધો ત્યાં તમે પણ પડયો રહેવા દયો. આ સાંભળીને હઝરતે ઉમર રદી૦ એ ખાનએ કઅબાનાં ઘરેણાં ઓને ત્યાંજ પડતાં રહેવા દઇ કહ્યું કે **જો આપ ન હોત તો અમે ફજેત થઇ જાત.**

સુન્ની અને શીઆ.ઓએ ઇબ્ને અબ્બાસથી રીવાયત કરીછે કે મદીનામાં એક માલદાર હતો તેની ઓરત ગુજરી ગઇ, જેણીને આગલા ધણીથી એક છોકરો હતો, અને તે શખસે બીજી ઓરત સાથે નીકાહ કર્યા તેણીથી એક છોકરો થયો, થોડી મુદત પછી એ માલદાર મરી ગયો, અને પાછળ આ બન્ને છોકરાઓમાં વીરસા બાબે ઝગડો થયો, પહેલો છોકરો કહેતો હતો કે આ માલદાર મરી ગયો તે મ્હારો બાપ છે, બીજો છોકરો કેહતો હતો કે આનો બાપ જુદો છે, આ મરણ પામ્યો તે મ્હારો બાપ છે તેથી તમામ માલનો હું માલીક છું, પહેલા ખલીફા સાહેબના દરબારમાં આ ઝગડો ગયો, પણ તેઓએ આ વીચીત્ર અને ગુચવણ ભરેલા ઝગડાનો ફેંસલો કર્યો નહીં, છેવટે હઝરત અલી અ૦ પાસે આ ઝગડો રજુ થયો.

આપ મસજીદે રસુલમાં ગયા અને આપે ફરમાવ્યું આ મુકદમાનો એવી રીતે ફેંસલો કરીશ કે આસમાનના મલાએકા અચંબો

પામશે, પછી સલમાનને ફરમાવ્યું કે ફસ ખોલનારને બોલાવો, અને કમ્બરને ફરમાવ્યું કે કબ્રસ્તાનમાં જઇ મજકુર માલદારની કબર ખોદી તેનું એક હાડકુ લાવો. પછી ફસ ખોલનાર આવ્યો, તે વખતે આપે એ બન્નેમાંથી એક છોકરો કે જે એ માલદારની પહેલી ઓરતનો તેણીના પહેલા ધણીનો હતો અને તે કહેતો હતો કે હું આ મરનાર નો છોકરો છું તેની ફસ ખોલાવી એક ઠામમાં લોહી કઢાવીને તે મરનારનું હાડકુ તેમાં નાંખ્યું, અને તે હાડકુ એમને એમજ રહ્યું, પછી તે બીજા છોકરાની ફસ ખોલાવી તે હાડકુ તેમાં નાખ્યું, તો તરત તે હાડકે એ લોહી ચુસવું શુરૂ કર્યું એટલે સુધી કે તે હાડકા ઉપર લોહી જામી ગયું, તે વખતે આપે ફરમાવ્યું કે મરનારનો આ છોકરો છે, અને તે તમામ માલ તેને અપાવ્યો. આ ફેંસલાથી તમામ હાઝેરીનોએ દોરૂદના નાઅરા બુલંદ કર્યા, અને પહેલા તથા બીજા ખલીફાએ હઝરત અલી અ૦ ના કપાળ ઉપર બોસો આપીને ફરમાવ્યું કે યા અલી એવો વખત ન આવે કે કોઇ ઝગડો આવે અને તમો ન હોઓ. પછી આપે તે પહેલા છોકરાને બૈતુલ માલમાંથી કાંઇ અપાવ્યું.

એક ઓરતે ઝીના કરાવી અને તેથી હમલ (ગર્ભ) પણ રહ્યો, તેને બીજા ખલીફા સાહેબની ખીદમતમાં લાવ્યા, તેઓએ સંગસાર કરવાનો હુકમ આપ્યો, હઝરત અલી અ૦ ને ખબર પડવાથી આપે ફરમાવ્યું કે, આ ઓરત સજાને લાયક છે પણ તેણીના પેટમાં બચ્ચું છે તેનો શું કસુર છે? કે તેને પણ તેની સાથે નાબુદ કરવામાં આવે છે તેઓએ કહ્યું તો આ રીતે આપ ફેંસલો કરો, આપે ફરમાવ્યું આ ઓરતને નજર કેદ રાખો

જ્યારે બચ્ચું જન્મે અને તે બચ્ચાને પાળનાર ઓરત મળે ત્યારે તેને સોંપીને ઓરતને સંગસાર કરવી.

તહઝીબુલ મતીનમાં બેહારૂલ અનવારને આધારે હ૦ ઇમામે રઝા અ૦ થી મનકુલ છે કે એક શખસે અનસારીને મારી નાંખ્યો, પહેલા ખલીફા સાહેબે કાતીલને પકડી મરનારના બાપને સોંપ્યો અને કહ્યું તારા છોકરાના ખુનનો બદલો લે, તેણે તલવારના બે ઘા માર્યા અને તેને મરી ગયો સમજી વધારે ઘા માર્યા નહીં, પણ તેના સગા વ્હાલા ઘરે ઉપાડીને લઇ ગયા તો જોયું કે તેમાં જરા જીવ બાકી છે તેથી તેનો ઇલાજ કર્યો, છ મહીનામાં તે તનદુરસ્ત થયો, એક વખતે બાહેર નીકળ્યો તો તેને જોઇને તે અનસારીએ તેને પકડી લીધો અને ખેંચતો ખેંચતો ખલીફા સાહેબની હજુર લઇ ગયો, ખલીફા સાહેબે તેને ફરીને કતલ કરી નાંખવાની રજા આપી.

આ સાંભળીને તે શખસે શોરબકોર કર્યો અને એ બાબતનો ફેંસલો હઝરત અલી અ૦ ને સોંપ્યો, આપે ફરમાવ્યું કે એક વખતે તેને કતલ કર્યો, હવે બીજી વખત કતલ થાય નહીં એમ કહી મુકત કર્યો, તે અનસારીએ ધાંધલ મચાવ્યું અને બોલ્યો યા અલી મારા છોકરાના ખુનનો બદલો લેવા નહીં દયો ! આપે ફરમાવ્યું ઇનસાફ ચાહતો હોતો સાંભળ તેં તેને પહેલે તલવારના બે ઘા મારેલા, હવે બીજી વખત તેને મારી નાંખવા ચાહે છે, જો આ બીજી વખતે તું તેને મારીશ તો તેં તારા છોકરાના ખુનના બદલામાં માર્યો ગણાશે. પણ પહેલે તેં જે બે ઘા માર્યા છે તે તારી તરફ થી નાહક ગણાયા અને તારા ઉપર તેનો હક ચડયો, માટે પહેલે તે

તને તલવારના બે ઘા મારી રહે તે પછી જો તુ સલામત રહે તો તારા છોકરાના ખુનના બદલામાં તેને કતલ કરજે. તેણે કહ્યું એ કેમ બને ? આપે ફરમાવ્યું તેનો બદલો તારાથી લીધા પછી તેને કતલ કરવાની રજા મળશે તે શીવાય છુટકો નથી, આ સાંભળીને તે બોલ્યો જો એમજ છે તો મારે મ્હારા છોકરાના ખુનનો બદલો લેવો નથી, હું તેને મારા છોકરાનું ખુન માફ કરૂં છું તે મને મેં મારેલા બે ઘા માફ કરે, તે વખતે બન્નેજણમાં સુલાહનામું લખાયું અને એક બીજાએ પોતાનો દાવો માંડી વાળ્યો. હઝરત ઊમરે ફરમાવ્યું "અલ્હમદેઃ લિલ્લાહ" ખુદાએ તમોને અહલેબૈતને ખલ્કની હીદાયત માટે મુકરરર કર્યા છે.

હઝરતે અલી અ૦ શહીદ થયા ત્યારે તેમની વય ૬૩ વર્ષની હતી. જનાબે શેખ મુફીદ અલયહીર રહમાએ ઇરશાદમાં લખવા મુજબ તેઓ પોતાની પાછળ ૧૧ પુત્રો અને ૧૬ પુત્રીઓ મુકી ગયા હતા.



# હૈદર વાણ.



એટલે

## હઝરતે અમીરૂલ મોઅમેનીન અલી અ૦ ની બોધ વાણીયો.



તેઓ ફરમાવે છે,



દંગા–ફિસાદ–હુલ્લડ–તોફાન–રાજદ્રોહ અને કજીયા કલેશના સમયે બે વર્ષના ઉંટ સમાન બની જા કે તે ન અસ્વારીના કામમાં આવે છે તેમજ ન દુધ આપે છે.

ભાવાર્થ એ છે કે જુલમ કરનારાથી દુર રહેવું તેની કોઇ પણ પ્રકારે મદદ કરવી નહીં.



જે માણુસ સ્વભાવે લાલચુ હોય છે તે પોતાને નીચ અને હલકો બનાવે છે......જે માણુસ બીજાઓ આગળ પોતાના દુઃખડાં રડે છે તે પોતાની મેળે પોતાની હલકાઇ અને પોતાનું અપમાન ઇચ્છે છે......જે માણુસ પોતાની જીભને હાકિમ બનાવે છે એટલે તેને કબજામાં રાખતો નથી તે જાણે પોતાની પાયમાલી અને હલકાઇને ગણુકારતો નથી (તુચ્છ ગણે છે)

—૦-૦૩૦-૦—

કંજુસી (ખુખ્લ) તે શરમ, અને કરપુકપણું તે ઐબ છે... કંગાલપણું (મુફલીસી) ડાહ્યા પુરૂષને પોતાની દલીલો (હુજ્જતો) આગળ ધરવા દેતું નથી.........કંગાલ માણુસ પોતાના શેહરમાં પણ મુસાફર હોય છે.........લાચારી અથવા પરાધિનતા સંકટ છે......ધૈર્ય (સબર) બહાદુરી છે,......સંસાર પ્રત્યે તિરસ્કાર અથવા નિવૃત્તિ એ (મહા મોહટી) શ્રીમંતાઇ છે, અને પરહેજગારરી તે ઢાલ છે.

—૦-૦૪૦-૦—

રઝા [1] એક ઉત્તમ સાથી અને મિત્ર છે......ઇલ્મ (વિધ્યા) તે સર્વોત્તમ પુંજી (વીરસો) અને અદબ તે સુશોભિત પોશાક છે જે સર્વદા નવો રહે છે......અને સત્ય વિચાર તે સ્વચ્છ દર્પણ છે.

—૦-૦૫૦-૦—

ડાહ્યા પુરૂષની છાતી તે ગુહ્ય ભેદોની પેટી છે......હંસતું મોઢું તે પ્રીતિ—મોહબ્બતની જાળ છે (એટલે હંસતા મોઢાં વાળાંના સર્વે કોઇ મિત્ર બને છે) સહનશિલતા સમગ્ર ઐબ અને ખામીઓ માટે કબર—(ગોર) છે......જે માણુસ પોતાના 'નફ્સ'થી ખુશ હોય છે અને તેના દરેક કાર્યને પસંદ કરે છે, તે માણુસને નાપસંદ કરનારાઓની સંખ્યા વધી પડે છે.

—૦-૦૬૦-૦—

ખયરાત (દાન) રામબાણ ઔષધ છે...લોકોના કૃત્યો જે દુન્યામાં કરે છે તે કયામતના દીવસે તેમની સમક્ષ હાજર થશે....લગાર એ

૧–ખુદાની ખુશીએ ખુશી રહેવું તે.

માણુસની બનાવટ એટલે રચના સંબંધી વિચાર કરો જે આંખો વડે જુવે છે અને જીભ વડે બોલે છે, અને કાનો વડે સાંભળે છે અને નસકોરાઓ વડે શ્વાસ લે છે. જયારે કોઇ માણુસના ભાગ્ય (ઇકબાલ) ની ચઢતી હોયછે ત્યારે તેનામાં પ્રથમ નહોતી, એવી ખુબીયો અને ગુણો આવે છે...અને પડતીના દીવસોમાં તેની ખુબીયો અને ગુણો છીનવી લેવામાં આવે છે.

—૦-૦૭૦-૦—

લોકોની સાથે હળી મળીને ચાલો, કેમકે, તેમ કરવાથી, જયારે તમે મર્ણુ પામશો ત્યારે તમારા માટે તેઓ વિલાપ કરશે, અને જીવતા રહેશો ત્યારે તમારી તરફ ઝુકશે.

જો તુ ત્હારા શત્રુ ઉપર કાબુ પામે, તો તે કાબુ પામવા ખાતરનો (ખુદાનો) ઉપકાર (શુકર) તેને માફ કરવાના રૂપમાં, માન. જે માણુસ કોઇને પણ પોતાનો મિત્ર બનાવી શકતો નથી તે સર્વથી વધારે લાચાર છે. અને એ માણુસ કે જેને મિત્ર મળ્યો હોય પણ મિત્રાચારીની શરતો પાળી ન શકવાથી ખોઇ બેઠો હોય તે એના કરતાં પણ વધારે લાચાર છે.

—૦-૦૮૦-૦—

જયારે તમને ખુદાની તરફથી પહેલાં આવનારી બક્ષીશો—નેઅમતો મળી ચુકી છે ત્યારે નાશુકરી (અપકાર) કરી પછી આવનારી બક્ષીશો અને નેઅમતોને રોકો નહીં.

—૦-૦૯૦-૦—

જે માણુસને તેના સગાવ્હાલાંઓ, નાકદરીથી, તજી દેછે તે માણુસની મદદ માટે ખુદા બીજાઓને મુકરરર કરે છે.

દરેક પીનામાં દાખલ થનારો માણુસ ઠપકા અથવા ક્રોધને પાત્ર છે એમ માનવું નહીં. કેમકે કેટલીક વખત કોઇ માણુસને લાચારીએ દાખલ થવું પડે છે.



કીનાઅત (સંતોષ) એવી હાલત છે કે કદી નાશ પામતી નથી.



હયબત (બ્હીક) એ શબ્દ ખયબત (નિષ્ફળતા)ને મળતો છે, અને હયા (શરમ) હિરમાન (નિરાશા)નું કારણ છે, એટલે બ્હીકણ નિષ્ફળતા પામે છે, અને શરમાળ માણુસ નિરાશ થાય છે[1] ………… વખતત્થા ફુરસત વાદળ સમાન વહી જાય છે તેથી વખતને નેકી કરી લેવા માટે પુરતો ગણો.



જે માણુસ અમલ (કાર્ય) કરવામાં આળસુ હશે તે પોતાના નસબ (કુળ)ના કારણથી કાંઇ લાભ પામી શકશે નહીં.



કોઇ નિષ્ફળતા પામેલા નિરાશ થએલા, અને સંકટમાં આવી પડેલાંની મદદે પહોંચવું અને તેના સંકટને દુર કરવું મોહટા મોહટા ગુનાહો (પાપો)નો કફ્ફારો (પ્રાયશ્ચિત) છે.



૧—આ અલંકારયુક્ત વાણીના રહસ્યને અરબી ભાષા જાણુનાર સમજી શકે છે. ગુજરાતી ભાષાંતરમાં તેનું પુર્ણ રહસ્ય લાવી શકાતું નથી.

—૦૦૧૪૦૦—

હે ! માણુસ ! જ્યારે ખુદાએતઆલા ત્હારા ઉપર પોતાની બક્ષીશો ઉપરા ઉપરી મોકલતો રહે છે, અને તું પાપોમાં ડુબેલો હોય છે ત્યારે ત્હારે બીહવું જોઇએ.

—૦૦૧૫૦૦—

કોઇ માણુસ પોતાના મનમાં ગમે તેટલી કોઇ વાત છુપી રાખે પરંતુ તેના બોલવા ઉપરથી અથવા ચ્હેરા ઉપરથી તેની ખચિત ખબર પડી જાય છે.

—૦૦૧૬૦૦—

જ્યાં લગી એવો મંદવાડ છે કે તું હરીફરી શકે છે ત્યાં લગી અમલ કરે જા અને જ્યારે પુર્ણ લાચાર થઇ જાય ત્યારે લાચારી છે.

—૦૦૧૭૦૦—

પોતાના ઝોહદ (પરહેઝગારી)ને લોકોથી છુપો રાખવો એ સર્વથી શ્રેષ્ઠ ઝોહોદ છે.

—૦૦૧૮૦૦—

જ્યારે તું તારા આયુષને પાછળ મુકતો જાય છે અને મૌત ત્હારી સામેથી ત્હારી તરફ આવતું જાય છે ત્યારે ત્હારી અને તેની કેટલી જલ્દી મુલાકાત થશે? (એ વિચાર)......બીહ ! બીહ! ખુદાએ તઆલા પોતાના ઇલ્મના કારણુથી ગુનાહોને એટલા છુપાવેછે કે જાણે તેણે ગુનાહ માફ કર્યા હોયની !!!

—૦૦૧૯૦૦—

તે હઝરતને ઇમાન સંબંધી પુછવામાં આવ્યું તો ફરમાવ્યું કે– ઇમાનના ચાર અરકાન (સ્થંભ) છે. ૧—સબ્ર (ધૈર્ય) ૨—યકીન

(ખરી આસ્થા) ૩—અદલ (ન્યાય) ૪—જેહાદ.................... સબ્ર તે એક મુળ છે જેની ચાર શાખા । છે. ૧–શોક (ઉત્સુકતા) ૨–ખૌફ (ભય) ૩-ઝેહદ (ભક્તિ) ૪–ઇન્તેઝારે મૌત (એટલે મૌતની વાટ જોવી) કેમકે જે માણુસ જન્નત એટલે સ્વર્ગનો શૌકીન હોય છે તે આ સંસારની માયા અને મોહથી દુર રહે છે, અને જે માણુસ દુન્યાને ચાહતો નથી તે પોતા ઉપરના સંકટોને તુચ્છ ગણે છે, અને જે માણુસ મૌતની વાટ જુવે છે તે નેકી કરવામાં ઉતાવળ કરે છે......પછી...યકીન એક મુળ છે જેની ચાર શાખાઓ છે ૧–હકીકતે ફિતનત (જ્ઞાનની સત્યતા)માં વિચાર કરવો. ૨–રમુઝેદાનીશ (જ્ઞાનના ભેદો) પ્રાપ્ત કરવા ૩–દુન્યામાં થતા બનાવો ઉપરથી ચેતવણી તથા શીખામણ લેવી. ૪—થઇ ગએલા લોકોનો રસ્તો. કેમકે જે માણુસ ફીતનતના કારણથી દેખતો થાય તે હીકમત એટલે તત્વસાર અને સર્વ ભેદોને પામે છે અને જ્યારે તે સર્વ ભેદોને પામે છે ત્યારે તે શીખામણ તથા ચેતવણી લે છે, અને જ્યારે ચેતવણી લેવાય છે ત્યારે આગળની ઉમ્મતના લોકોમાંથી છે એમ ગણાય છે...અને અદલની ચાર શાખાઓછે ૧–ફેહમે બારીક (ઉંડી સમજ) ૨–ઈલ્મે અમીક (ઉંડું જ્ઞાન) ૩–ખુબીએ હુકમ(ફેસલો આપવાની ખુબી) ૪–મતબુઇએ હિલ્મ (નમ્રતાની તાબેદારી) કેમકે જે માણુસ ઉંડી સમજ ધરાવે છે તે ઉંડા જ્ઞાનને એટલે તત્વ જ્ઞાનને પામે છે, અને જે તત્વજ્ઞાનને પામે છે તે ફેંસલો આપવાના આઇનોને પ્રાપ્ત કરે છે. અને જે માણુસ નમ્ર હોય છે તે હદથી વધી જતો નથી અને લોકોમાં પ્રસંશા પાત્ર જીવન ગાળે છે... ......જેહાદની પણુ ચાર શાખાઓ છે. ૧–નેકીનો હુકમ કરવો

૨–કુકર્મોની મનાઇ કરવી. ૩–રણસંગ્રામમાં દ્રઢ રહેવું ૪–દુષ્ટો પ્રત્યે દ્વેષ રાખવો, કેમકે જે માણસ નેકીનો હુકમ કરે છે તે ઇમાનદારોની પીઠોને મજબુત કરે છે, અને જે માણસ કુકર્મોની મનાઇ કરે છે તે કાફેરોનું અપમાન કરે છે, અને તેમને હલકાં પાડે છે, અને જે માણસ રણસંગ્રામમાં દ્રઢ રહે છે તે વાજીબ હકને બજાવી લાવે છે—પુર્ણ કરે છે અને જે માણસ દુષ્ટો પ્રત્યે દ્વેષ રાખે છે અને રે માત્ર અલ્લાહના ધર્મની ખાતર ક્રોધાયમાન થાય છે, તેની હીમાયતમાં અલ્લાહ તેના દુશ્મન ઉપર ક્રોધાયમાન થાય છે... અને કયામતના દીવસે અલ્લાહ તેને પોતાની રેહમતથી ખુશ કરશે.

—૦-૦૨૦૦-૦—

કુફ્રના ચાર અરકાન (સ્થંભ) છે ૧—સત્ય શોધી કાઢવાના વિચારથી વ્હેમ અને સંદેહને અનુસરવું (વ્હેમની પૈરવી) ૨—સત્ય શોધવાના વિચારથી લોકોની સાથે નકામો વાદવિવાદ કરતા રહેવું ૩—સત્ય વાતથી મોંહ ફેરવવું ૪—વાદ વિવાદ (બેહસ) કરવાના કારણથી લોકોની સાથે દ્વેષ રાખવો......તો જે માણુસ સત્ય શોધવાના વિચારથી વ્હેમ અને સંદેહને અનુસરી ચાલે છે તે કદી સત્ય (હક)ની તરફ ફરતો નથી, અને જે માણુસ અજ્ઞાન હોવા છતાં ઘણો વાદવિવાદ કરે છે તે સર્વદા સત્ય (તે પામવા)થી અંધ રહે છે. અને જે માણુસ સત્યથી મોંહ ફેરવે છે તેને ભુંડુ તે ભલું અને ભલું તે ભુંડું દેખાય છે અને તે સર્વદા અવળે માર્ગે ચઢેલો રહે છે. અને જે માણુસ લોકોની સાથે દ્વેષ ભાવ રાખે છે તે કઠિણુ અને વિકટ પંથનો પંથી છે, અને તેને કોઇ વિષયમાં રહેલાઇ પ્રાપ્ત થતી નથી અને તેને મુક્તિ—છુટકારાની કોઇ બારી દેખાતી નથી.





શંકા (શક)ની ચાર શાખાઓ છે ૧—પોતાની લાયકાત અને વિભ્નતા દર્શાવવા લોકોની સાથે વિવાદ કરવો ૨—કદાચ કાંઇ અડચણ આવી પડશે એવા ભયના કારણે કોઇ બાબતથી બીહતા રહેવું ૩—નિશ્ચય અપુર્ણ હોવો, ૪—કોઇ મહા મોહટા કાર્યમાં, જે થવાનું હશે તે થશે એમ ધારી, માથું મારવું અર્થાત સાહસ કરવો........તો જે માણુસને વિવાદ કરવાની ટેવ પડેલી હોય છે તે સર્વદા અંધકારમાં રહે છે, અને જે માણુસ આવનારી બાબતથી બીહતો રહે છે, તે તેનાથી દુર થતો જાય છે, અને જે માણુસ ઝન—ગુમાન (અપુર્ણ નિશ્ચય)માં હોય છે તેને શૈતાનો કચરી નાંખે છે. અને જે માણુસ આ લોક (દુન્યા) તથા પરલોક (આખેરત) સંબંધીની બાબતોમાં, કાંઇ પણ સમજ્યા બુઝ્યા વિના પોતાને નાંખે છે, તે બન્નેમાં હલાક થઇ જાય છે.



નેકી કરનારો એ નેકી કરતાં વધારે નેક છે. અને બુરાઇ કરનારો એ બુરાઇ કરતાં વધારે બુરો છે.



જવાંમરદ થા, નકામુ ખરચ કરનારો ન થા. નિયમિતપણે (એઅતેદાલ) ચાલ. અને ખાવા પીવામાં તંગીથી ન વરત.



સર્વ ઇચ્છાઓનો નાશ કરવો એ સર્વોત્તમ શ્રીમંતાઇ (તવંગરી ) છે.



જેઓ લોકોની સાથે એવી રીતે વર્તેછે કે તેમને તેઓ પસં

કરતા નથી તેઓ સંબંધી લોકો એવી એવી વાતો કરે છે કે જેને તેઓ જાણતા નથી.

—૦૦૨૬૦૦—

જે માણસ લાંબી લાંબી આશાઓ બાંધે છે તે નકારો (બદઅમલ) બની જાય છે.



હઝરતે અલી અ૦ પોતાના પુત્ર હઝરતે હસન અ૦ ને શીખામણ રૂપે ફરમાવે છે—

હે મ્હારા પ્યારા પુત્ર ! તુ મ્હારી એક ચાર અને પછી ચાર એટલે આઠ વાતો સાંભળ અને સારી પેઠે યાદ રાખ, જો તું તે પ્રમાણે વર્તીશ તો તેથી ત્હારૂં કાંઇ બગડશે નહીં. ૧—બુદ્ધિ (અક્કલ) સર્વોત્તમ તવંગરી છે. ૨ મુર્ખાઇ કનિષ્ટમાં કનિષ્ટ કંગાલપણું અને મુફલીસી છે. ૩—મિથ્યાભિમાન એ મહા મોહટો ભય છે. મિથ્યાભિમાનીનું કોઇ થતું નથી. ૪—વિવેક સર્વોત્તમ કુળ (હસબ) છે, ૫—હે પ્યારા પુત્ર ! અજ્ઞાન અને મુર્ખાની સાથે મુલાકાત રાખ નહીં, કેમકે મુર્ખ તને ફાયદાને બદલે નુકશાન પહોંચાડશે. ૬—કંજુસ માણસને મળ નહીં કેમકે કંજુસ તને સર્વ જરૂરી (આવશ્યક) નેક કામોથી દુર કરી દેશે. ૭—દુષ્ટ અને કુકર્મી માણસોની સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ રાખ નહીં કેમકે તેઓ તને તુચ્છ અને હલકી વસ્તુ માટે ખોઇ નાંખશે. ૮—જુઠા માણસની મુલાકાતથી અળગો રહે કેમકે તે મૃગજળના દેખાવ સમાન છેતરનાર છે, તે ત્હારાથી દુરને નજીક અને નજીકને દૂર બનાવી દેશે.





જ્યારે તુ શરીયતે (ધર્મ માર્ગે) મુકેલી ફરજો બજાવી લાવતો નથી ત્યારે નવાફેલ એટલે વધારાની બીજી ઇબાદતથી તને કાંઇ લાભ થનાર નથી (એટલે નમાઝ અને ઝકાત ઇત્યાદીની પરવાન કરતાં નફલ સદકો આપવો અથવા નફલ નમાઝ પઢવી વ્યર્થ છે.)



ડાહ્યા પુરૂષની જીભ તેના મનને આધિન હોય છે, અને મુર્ખ માણુસનું મન—દિલ તેની જીભને આધિન હોય છે, એટલે ડાહ્યા બોલવા પહેલાં વિચારે છે અને મુર્ખ વિચાર્યા વિના જેમ આવ્યું તેમ બકે છે.



તે હઝરત પોતાના મિત્રના મંદવાડના સંબંધમાં ફરમાવે છે—

"ખુદા ત્હારા મંદવાડને ત્હારા ગુનાહોનો કફ્ફારો (પ્રાયશ્ચિત) બનાવે, કેમકે મંદવાડ (જે બંદાનું ફૃત્ય નથી) સવાબ (પુન્ય) મળવાનું કારણ નથી, પરંતુ હા તે ગુનાહોને એવી રીતે ખેરવે છે જેમ ઝાડ ઉપરથી પાંદ ખરે છે, સવાબ એ બાબતનો મળે છે કે જે માણુસ પોતાના હાથ પગ અથવા જીભથી બજાવી લાવે છે, અને ખુદાવંદે તઆલા સાચી નીય્યત અને પ્રસંશાપાત્ર આચરણુના કારણે જેને ચાહે તેને સ્વર્ગમાં જગ્યા આપે છે.



મોઅમિન મ્હારા ઉપર દ્વેષ (બુગ્ઝ) રાખે એટલા માટે જો હું તેના નાક ઉપર આ તલવાર ચલાવી દઉં તોપણુ તે કદી મ્હારા ઉપર દ્વેષ રાખશે નહીં; અથવા મુનાફિક મને ચાહે (દોસ્ત રાખે) એટલા માટે

જો હું તેની આગળ દુન્યા અને તેમાંની સર્વ વસ્તુઓ એકઠી કરૂં, તોપણ તે કદી મને ચાહશે નહીં, કેમકે એ વાત પહેલાથીજ ઠરી ચુકી છે, જેમકે હઝરતે મોહમ્મદ સ૦ ફરમાવ્યું છે હે! અલી જે મોઅ૦મિન હશે તે કદી ત્હારા ઉપર દ્વેષ રાખશે નહીં, અને જે મુનાફિક હશે તે કદી ત્હારી સાથે મોહબ્બત રાખશે નહીં.



જે કુકર્મ (ગુનાહ) કર્યા પછી પશ્ચાતાપ થાય તે કુકર્મ અલ્લાહની દ્રષ્ટિમાં પાછળથી ગર્વ ઉત્પન્ન કરે એવાં સુકર્મ કરતાં વિશેષ સારૂં છે.



માણસની કદરની તુલના તેની હીમ્મતથી, તેની સત્યતાની તુલના તેના વિનય (મુરૂવ્વત) અને પરોપકારથી, તેની શુરવિરતાની તુલના તેના ટેક (હમીયત)થી, અને તેની નિર્દોષતા અથવા પવિત્રતાની તુલના તેની લજ્જા (ગયરત)થી થાય છે.



વિજય (ફતેહમંદી) ચતુરાઇથી, અને ચતુરાઇ સુક્ષમ મતિથી અને સુક્ષમ મતિ, ગુહ્ય ભેદોનું રક્ષણ કરવાથી, પ્રાપ્ત થાય છે.



ઉદાર પુરૂષ (કરીમ)ની ઝાંઝથી જ્યારે તે ભુખ્યો હોય ત્યારે, અને નીચ માણસની ઝાંઝથી જ્યારે તે પેટ ભરી બેઠો હોય ત્યારે, બચતા રહો.



જ્યાં લગી ત્હારા ભાગ્યનો ઉદય હશે ત્યાં લગી ત્હારા સર્વ ઐબ ઢંકાએલા રહેશે.



જે માણુસ વૈર વાળવા અથવા બદલો લેવા શકિતમાન હોય તે માણુસ, સર્વે મનુષ્યો કરતાં, માફ કરવાનો વધારે હકદાર છે........ ........સખાવત (દાન) એજ છે જે કોઇને તેના માંગ્યાવિના આપવામાં આવે...અને જો કોઇના માંગવાથી દાન (સખાવત) આપવામાં આવે તો, તે શરમ દુર કરવાના કારણથી છે.



ધૈર્યતા (સબ્ર)ના બે વિભાગ છે એકતો સંકટ સમયે ધીરજ ધરવી; અને બીજો પોતાના નફ્સની ઇચ્છાઓનો નાશ કરવો.



જે માણુસ તને કોઇ કુકર્મ કરવાથી બીહવરાવે છે તે તને કોઇ વાતની ખુશખબરી સંભળાવનાર માણુસ સમાન છે



જીભ એક એવું વિકાળ પ્રાણી છે કે છુંટું મુકતાં કરડવા દોડે છે. સંસારી લોકો, ઉંઘમાં મુસાફરી કરતાં કાફલા સમાન છે.



મિત્રો ગુમાવવા એ પણ એક પ્રકારના પરદેશમાં હોવાના (દુઃખ) સમાન છે.



કોઇને ઓછું (દાન) આપતાં શરમાઓ નહીં, કેમકે તદન ન આપવું ઓછાં કરતાંએ ઓછું છે.



પવિત્રતા (પાકદામની) કંગાલપણાની શોભા છે.




જ્યારે બુદ્ધિ—અક્કલ પરિપુર્ણતાને (કમાલને) પ્રાપ્ત કરે છે ત્યારે બોલવું ઓછું થઇ જાય છે.




સમય (ઝમાનો) શરીરોને દુર્બળ, આશાઓને નવિન, મરણને સમિપ (નજીક) અને ઇચ્છાઓને દુર કરે છે........અને જે માણસ તેના ઉપર કાબુ મેળવે છે તે માણસ તેના કોનું રક્ષણ કરતાં થાકી જાય છે અને જેના કાબુમાં તે આવતો નથી તે તેને મેળવવામાં દુઃખ વેઠે છે.




જે માણસ પોતાને લોકોનો આગેવાન અને સરદાર ગણે છે તેણે સર્વથી પહેલાં પોતાની સુધારણા કરવી જોઇયે, અને તેણે પોતાની જીભ વડે લોકોને શીખામણ આપવા પહેલાં પોતાના સુઆચરણોથી શીખામણ આપવી જોઇયે.....જે માણસ પોતાને સુધારે છે તે માણસ, બીજાઓને સુધારનાર અને શીખામણ આપનાર કરતાં વધારે માન અને પ્રસંશાને પાત્ર છે.




માણસ જે શ્વાસ લેછે તે મોત તરફ ઉતાવળથી જવા ડગ ભરતો હોયની ! એ સમાન છે.




જે વસ્તુની ગણત્રી થઇ શકે છે તે ઓછી થતી થતી પુરી થાયછે અને જે બાબત આવવાની આશા બાંધવામાં આવી છે તે આખર આવી જાય છે.

—૦૦ ૪૯ ૦૦—

જ્યાંથી જ્ઞાન—ડહાપણુ (હિકમત) પ્રાપ્ત કરી શકાય ત્યાંથી પ્રાપ્ત કરો, કેમકે ઢોંગી—દંભી (મુનાફિક)ની છાતીમાં રહેલું જ્ઞાન, જ્યાં લગી તેમાંથી નીકળી પોતાના મુગ્રસ્થાને એટલે આસ્તિકો (ઇમાનદારો)ની છાતીયોમાં આવી રહે નહીં ત્યાં લગી તેમને ખુંચે છે.

—૦૦ ૫૦ ૦૦—

જો ઢોંગી અને દંભાયોની પાસેથી મળી આવે તો તેમની પાસેથી પણ જ્ઞાન—ડહાપણુને ગ્રહણુ કરો કેમકે તે આસ્તિકોની ખોવાઇ ગએલી પુંજી છે.

—૦૦ ૫૧ ૦૦—

માણુસની કીમતનો અંદાજો, તેને સુધારનાર વસ્તુ વડે થઇ શકે છે.

—૦૦ ૫૨ ૦૦—

હું તમને પાંચ વિષયો સંબંધી બોધ આપું છું, જો તમે સખતમાં સખત મેહનત કરીને અને દુઃખ વેઠીને તેને પ્રાપ્ત કરશો તો તે તેને યોગ્ય છે.

૧—કોઇ માણુસે ખુદા શીવાય બીજા કોઇની આશા રાખવી નહીં.

૨—પોતાના પાપો શિવાય બીજા કશાથી ડરવું કે બીહવું નહી.

૩—જો કોઇ માણુસ, કોઇ વાત સંબંધી પ્રશ્ન કરે (સવાલ કરે) અને પોતાને ઉત્તર દેવાની આવડ ન હોય તો, મને આવડતું નથી એમ કહેવામાં કદી શરમાવું નહીં.

૪–જો પોતે કોઇ બાબત ન જાણુતો હોય તો તે જાણુવા માટે બીજાને પુછતાં લેશ માત્ર પણ લજ્જા રાખવી નહીં.

૫—સબર (ધૈર્ય) ખચિત કરતા રહો. કેમકે તેનો અને ઇમાન (આસ્થા)નો સંબંધ, શરીર અને શીશ (સર)ના સંબંધ જેવો છે, જેમ શીશ વિનાનું શરીર નહીં તેમ સબર વિનાનું ઇમાન નહીં.

—०० ૫૩ ००—

જેઓ જેહાદના રણસંગ્રામમાંથી સહીસલામત પાછા આવે છે તેઓની કીર્તિ સર્વત્ર ગવાય છે અને તેઓ બહોળા કુંટુંબ વાળા થાય છે.

—०० ૫૪ ००—

જે માણુસ," હું જાણુતો નથી" એમ કહેવાને બદલે દરેક પ્રસંગે ઉત્તર આપવા તૈયાર રહે છે તે નાશ પામે છે.

—०० ૫૫ ००—

વૃદ્ધ પુરૂષોની યોજનાઓ (તદબીરો) અથવા યુકિતયો, યુવાન પુરૂષોના રણસંગ્રામમાં દ્રઢપણે રહેવા કરતાં, વધારે સારી હોય છે.

—०० ૫૬ ००—

જે માણુસ અંતઃકરણ પુર્વેકનો પશ્ચાતાપ (તોબા) કર્યા છતાં અને ખરાં મનથી ક્ષમા માંગવા છતાં (ઇસ્તેગફાર કર્યા છતાં) ખુદાની કૃપાથી નિરાશ થાય છે તેવા માણુસથી હું અચંબો પામુ છું.



૫૭

હઝરતે ઇમામે મોહમ્મદે બાકીર અ૦ હ૦ અલીઅ૦થી રિવાયત કરે છે કે આપે ફરમાવ્યું કે—

પ્રથમ દુન્યામાં, અલ્લાહના કોપ (અઝાબ)થી બચવાની બે અમાનો (આશ્રયો) હતી. એક અમાન દુન્યામાંથી લઇ લેવામાં આવી અને બીજી બાકી છે માટે તેને મઝબુત ઝાલી રાખો, પહેલી અમાન હઝરતે મોહમ્મદ સ૦ની આ દુન્યામાં મુબારક હસ્તી હતી, કેમકે ખુદાએ (કુરઆનમાં) ફરમાવ્યું છે કે હે! હબીબ (મિત્ર) જ્યાં સુધી તું એ લોકોમાં હાજર છે ત્યાં લગી ખુદા તેઓને શિક્ષા (અઝાબ) કરશે નહીં,

........અને બીજી અમાન જે દુન્યામાં બાકી રહી છે તે તૌબા (પશ્ચાતાપ) અને ઇસ્તીગફાર (પાપો માટે ક્ષમા માંગવી) છે, કેમકે ખુદા (કુરઆનમાં) ફરમાવે છે કે એ લોકો તૌબા અને ઇસ્તીગફાર કરતા હશે ત્યારે ખુદા તેમના પર અઝાબ નહીં કરે.




જે માણસ અલ્લાહ સાથેનો પોતાનો વ્યવહાર જાળવે છે, તે માણસ અને બીજા માણસો વચ્ચેનો વ્યવહાર ખુદા સંભાળે છે...
...અને જે માણસ પોતાની આખેરતને સુધારે છે તેની દુન્યાને ખુદા સુધારે છે......અને જે માણસ પોતાનો બોધક (નસીહત કરનાર) પોતે બને છે તેને ખુદા સર્વ પાપાચાર(બુરાઇયો)થી રક્ષણમાં રાખે છે.




એ માણસ કે જે પોતાના વચઝ (બોધ) વડે લોકોને ખુદાની કૃપા (રહમત)થી નિરાશ, તેમજ અલ્લાહના કોપ (અઝાબ)થી નિર્ભય ન બનાવે તે ખરો કામિલ ફકીહ છે.




જેવી રીતે શરીર કામ કરતાં કરતાં થાકે છે તેવી રીતે મનુષ્યોના મન એકજ પ્રકારની સ્થીતિ ચાલુ રહેવાથી કંટાળે છે માટે વિચિત્ર બુધ્ધિ વડે અને પ્રકાર પ્રકારની ચતુરાઇ અને કુશળતા વડે તેમને (મનોને) વશ કરવા જોઇયે.




જે વિદ્યા (ઇલ્મ) માત્ર જીભ ઉપરજ હોય તે વિદ્યા ઘણીજ તુચ્છ છે. અને જે વિદ્યા કર્મ (અમલ) રૂપે મનુષ્યની શકિતયો અને અવયવોમાંથી પ્રગટી નીકળે તે ઘણીજ ઉંચા પ્રકારની છે............

ભાવાર્થ—એ કે—મોંહથી બોલવાથી કશો લાભ નથી અમલ કરવો જોઇયે અમલ વિનાનું ઇલ્મ નકામું છે.



કોઇ માણસે ખુદાની પાસે એવી રીતે દોઆ માંગવી જોઇયે નહીં કે હે! ખુદા! મને ફિત્નાથી રક્ષણમાં રાખ...એનું કારણ એ કે તમે સર્વે 'ફીત્ના'માંજ સપડાએલાં છો (જેનાથી તમે વિખુટા પડી શકતા નથી) પરંતુ તમારે એમ દોઆ કરવી જાઇયે કે હે! ખુદા! જે ફિત્ના ગુમરાહ કરનાર છે તેવા ફિત્નાઓથી રક્ષણમાં રાખ, કેમકે ખુદાએ કુરઆને શરીફમાં માલ અને અવલાદને 'ફિત્નો' કહેલ છે જેનો ભાવાર્થ એવોછે કે આપેલી રોઝીથી કોણ ખુશ થાયછે અને કોણ નારાજ થાયછે એ જણાઇ આવે એટલા માટે એ ફિત્ના એટલે માલ અને અવલાદ વડે ખુદા લોકોની પરિક્ષા કરે છે. જો કે ખુદાએ તઆલા પોતાના બંદાઓની સ્થીતિને તેમના કરતાં વધારે સારી રીતે જાણે છે છતાં, જે કૃત્યોથી અઝાબ અને સવાબના હકદાર થવાય છે તેવા લોકોના કૃત્યો જાહેર થાય અને તેમના ઉપર પોતાની હુજ્જત પુરી થાય એટલા માટે એ પરિક્ષા કરે છે...........કેટલાંક લોકો એવાં છે કે જેઓ અવલાદમાં પુત્રોને ચાહે છે, અને પુત્રીઓને ચાહતા નથી. કેટલાંક માલ દૌલતની પુષ્કળતાને પસંદ કરે છે અને કંગાલ પણા અને મુસીબતથી ગભરાય છે (આ બન્ને બાબતો ખુદાની રઝા—ખુશી વિરૂધ છે.)



કોઇ માણસે આપને નેકી વિશે પ્રશ્ન કર્યો તો ફરમાવ્યું, તમારો માલ અને દૌલત વૃદ્ધિ પામે એ નેકી નથી, પરંતુ તમારૂં ઇલ્મ તમારી મઆરેફત (ખુદાની ઓળખાણ) અને તમારી અકલ વૃધ્ધિ પામે,

અને તમે ખુદાની એબાદત (ભકિત) કરવામાં એક બીજા સાથે હરિફાઇ કરો અને ગર્વ માનો એ ખચિત નેકી છે......પછી જો તમે સારી પેઠે ખુદાની ઇબાદત બજાવી લાવો તો તમારે તેનો પાડ માનવો જોઇએ (શુકર કરવો જોઇએ) અને જો તમે સારી પેઠે બજાવી ન લાવો તો તે સંબંધી. ખુદાની પાસે માફી માંગવી જોઇયે......દુન્યા માત્ર બે માણુસો માટે ભલાઇ છે, પહેલો એક જે માણુસ ગુનાહ કરે છે પણ પછી તે માટે તોબા અને ઇસ્તીગફાર કરે. છે અને બીજો એક નેકીના કામમાં ઉતાવળ કરે છે. (આ વિના ત્રીજા પ્રકારના માણુસ માટે દુન્યા ભલાઇ નથી.)



ખારજી ટોળામાંનો એક માણુસ તહજ્જુદની નમાઝ પઢે છે અને કુરઆનની તિલાવત કરે છે એવું જ્યારે આપે સાંભળ્યું ત્યારે ફરમાવ્યું—

સત્ય (સાચા) ઇમાનની સ્થીતિમાં સુઇ રહેવું, ઢોંગ ભરી (મુનાફેકાના) નમાઝ કરતાં ઘણે દરજ્જે બેહતર છે.



જ્યારે તમે કોઇ નવી ખબર સાંભળો ત્યારે એ ખબર લાવનાર માણુસની વાતને માનતાં વિચાર કરો કેમકે માત્ર સાધારણ રીત્યે રીવાયત કરનારાઓ ઘણાં છે, અને તેના પાબંદ ઘણાં ઓછાં છે.



લોકોનું હાજતો પુરી કરવું ત્રણ શરતે ખરૂં ઠરે છે. ૧—હાજતને મોહટી સમજવામાં આવે એટલા માટે તુચ્છ ગણવી. ૨—

પોતની મેળે જાહેર થાય એટલા માટે છુપી રાખવી. ૩—હાજત જો ફાશ્રતે પામી શકે એટલામાટે ઉતાવળથી હાજતને પુરી કરવી.



લોકો ઉપર એક એવો વખત આવશે કે જેમાં ચાડી ખાનારો માનવંત ગણાશે, દુષ્ટ અને પાપીયો, ચતુર, અને ઇન્સાફપસંદ અશક્ત ગણાશે......અને લોકે સદકા અને ખેરાતને બદલાનું, રીશ્તે રહમીને એહસાન જાહેર કરવાનું, અને ઇબાદતને ગર્વનું કારણ ગનશે...એ વખતે, સ્ત્રીયોની સલાહ વડે છોકરાઓની સત્તા વડે અને નપુંસકોની યુક્તિયો અને યોજનાઓ વડે રાજ્ય કરવામાં આવશે.



દુન્યા અને આખેરત અરસપરસ એક બીજાના શત્રુ છે...જે માણસ દુન્યાની પ્રીતિ ધરાવે છે તે આખેરતને ખરાબ ગણે છે...આ બન્નેમાં પુર્વ અને પશ્ચિમ જેટલો આંતરો છે. અને એ બન્નેમાં ચાલનાર જેમ જેમ એકની વધારે નજીક થતો જાય છે તેમ તેમ બીજાથી વધારે દુર રહેતો જાય છે............અને એ બન્ને (દુન્યા અને આખેરત) એવી સ્ત્રીયો છે કે જે એક માણસના નીકાહમાં હોય (એટલે) એ બન્ને શોકો છે, કદી હળીમળી રહી શકતીયો નથી.



માણસના ગળાની નસ સાથે માંસનો એક લોચો લટકે છે જે ઘણો વિચિત્ર છે, અને તે હૃદય (કલ્બ) કહેવાય છે. આ હૃદયમાં કેટલાંક અંશ ડહાપણ અને બુદ્ધિના છે અને કેટલાંક તેથી વિરૂદ્ધ... ...તેથી જ્યારે કોઇ પ્રકારની આશા બંધાય છે ત્યારે લાલચ, અને જ્યારે લાલચ પ્રગટે છે ત્યારે લોભ (હિર્સ) તેને ખ્વાર કરી નાંખે છે.

.........અને જ્યારે તે [ રાશ થાય છે ત્યારે ખેદ અને શોક તેને પાયમાલ કરે છે, અને જ્યારે તેના ઉપર સંકટ આવે છે ત્યારે દુઃખી થાય છે, અને જ્યારે તે ખુશીમાં હોય છે ત્યારે પોતાને હાનીકર્તા વસ્તુઓથી બચાવવો ભુલી જાય છે; અને જ્યારે તે ભયભિત થાય છે ત્યારે પોતાનો બચાવ કેવી રીતે કરવો એ સંબંધીના વિચારોમાં આકુળ વ્યાકુળ રહે છે. અને જ્યારે તે સુખી અને ચગન ચૈનમાં હોય છે ત્યારે ગફલત તેને નિર્માન અને ગસ્ત બનાવી દેછે. અને જ્યારે તે દ્રવ્ય પ્રાપ્ત કરે છે ત્યારે તે ગર્વિષ્ટ અને આશાઓનો ભંગ કરનાર બને છે, અને જ્યારે તેના ઉપર મુસીબત આવી પડે છે ત્યારે અધૈ-યેતા (બે સબરી) તેને ફજેત કરે છે, અને જ્યારે તે કંગાલ બને છે ત્યારે રાત દીવસ ઉદાસી અને ક્ષીણતામાં રહે છે. અને જ્યારે તે ભુખ્યો થાય છે ત્યારે અશકતી તેને પીડે છે. અને જ્યારે સારી પેઠે તેનું પેટ ભરાય છે ત્યારે ખોરાક પાચન ન થવાથી તેને દુઃખ થાય છે .........તો કોઇપણ પ્રકારનો ઘટાડો અથવા વધારો તેના માટે નુકશાન કર્તા છે.

—ooOOoo—

બુદ્ધિના કરતાં વિશેષ લાભકારી બીજી પુંજી નથી, મિથ્યાભિમાન કરતાં વધારે કંટાળો ઉપજાવનાર બીજું એકલાંપણું નથી. તદબીર જેવી બીજી અક્કલ નથી, પરહેજગારી (તકૈવા) જેવું બીજું કામ નથી, વિવેક જેવો બીજો સોબતી નથી, અદબ જેવો વારસો નથી, તૌફીક જેવો બીજો આગેવાન નથી. સત્કૃત્ય જેવો બીજો વહેપાર નથી, સવાબ (પુન્ય) જેવો બીજો લાભ નથી. શંકામય માલ અથવા શંકામય (મુશ્તબેહ) કૃત્ય (અમલ) થી દુર રહેવા જેવી બીજી પરહેજગારી નથી. હરામથી બચવા જેવો ઝેહદ નથી.

ખુદાની કુદરતના કારખાના સંબંધી અથવા પોતાની હકીકત અથવા આખેરત સંબંધી લક્ષપુર્વક ઉંડો વિચાર કરવા સમાન બીજું ઇલ્મ (જ્ઞાન) નથી. પોતાની ફરજો બજા લાવાજે વી બર્જી કોઇ ઇબાદત (ભકિત) નથી. સબ્ર અને લજજા જેવું કોઇ ઇમાન નથી. બીજાના મુકાબલામાં પોતાને હલકો અને તુચ્છ ગણવા જેવી બીજી ખુબી અથવા બીજો પ્રસંશાપાત્ર ગુણ નથી. ઇલ્મ જેવી બીજી બંદગી નથી, અને સલાહ લેવા દેવા જેવી કોઇ કોઇની મદદ નથી......

—૦૦૭૧૦૦—

જે સમય લોકોમાં સુખશાંતીમયું અને ધર્મનુસાર વર્તન હોય તે સમયે જે માણુસે જાહેરમાં કોઇ પણ અમયગ્ય કર્યું કામ કર્યું નહોય, તે માણુસના સંબંધમાં કોઇ પણ અવા તવિઃ શંકા (બદગુમાની) આણુવી એ ખચીત જુલમ છે........ ................અને જે સમયે લોકોમાં ધર્મ વિરૂદ્ધ બાબતો (બીદઅતો) ઇત્યાદીનો અમલ ચાલતો હોય ત્યારે કોઇ બીજા માણુસના સંબંધમાં સારો વિચાર (નેકગુમાન) ધરાવવો તે પોતાને ભય (ખતરા)માં નાંખવા સમાન છે.

—૦૦૭૨૦૦—

તેઓને કોઇએ પુછયું કે યા અમીરૂલ મોઅમેનીન ! આપ પોતાને કેવી સ્થીતીમાં પામો છો? આપે ફરમાવ્યું—

જે માણુસ પોતાની હસ્તી (બકા)માંથી ફનાને, તંદુરસ્તીમાંથી બીમારીને પામતો હોય ? અને તેના ઉપર અપનની જગાએથી મૌત હુમલા કરતું હોય એ માણુસની સ્થીતી શું હોઇ શકે છે?

ભાવાર્થ એ કે—હસ્તીની આગળ ફના થવું છે, અને તનદુરસ્તી

ને બીમારી લાગેલીજ હોય છે. અને જેને આપણે અમન અને આરામનું કારણ સમજીએ છીએ તેનાથીજ આપણું મોત નીપજે છે.

—૦૦૭૩૦૦—

દુન્યા એક સર્પ સમાન છે જે અડકવાથી સુંવાળો લાગે છે, પરંતુ ઝેર—વિષથી ભરપુર હોય છે......ગાફેલ અજ્ઞાન તેના ઉપર પડી જાય છે અને સમજુ જન તેથી ચેતીને ચાલે છે.

—૦૦૭૪૦૦—

ઘણા લોકો એવા છે કે તેઓ ઉપર ખુદા તરફથી (દુન્યવી) બક્ષીસો આવતાંજ અઝાબની તરફ લાવવામાં આવે છે.........અને ઘણા લોકો એવા છે કે જેઓ, ખુદા તેમના એબ છુપાવે છે તેના કારણે છેતરાઇ જાય છે, અને કેટલાંક લોકો એવાં છે કે જ્યારે બીજાં લોકો તેમનાં વખાણ કરે છે ત્યારે એમ સમજે છે કે ખરેખર અમે એ લાયક છીએ......ખરેખર એ માણસની કે જે ગુનાહ કરે છે છતાં તેને ખુદા તરફથી મોહલત મળે છે, જેવી સખત પરીક્ષા કરવામાં આવે છે તેવી બીજા કોઇની કરવામાં આવતી નથી.

—૦૦૭૫૦૦—

જે અમલ (કૃત્ય)ની લ્હેજત નાશ પામે અને તેનું માઠું પરિણામ બાકી રહે, અને જે અમલનું દુઃખ નાશ પામે અને સવાબ બાકી રહે એ બન્નેમાં ઘણો તફાવત છે.

—૦૦૭૬૦૦—

જે માણસ પોતાને તુચ્છ ગણે છે, અને જેની રોઝી પવિત્ર છે, અને જેનો વિવેક સારો છે, અને પોતાની જરૂરતોથી બચવા

પામેલુ ધન બીજાઓના કામમાં વાપરે છે, અને નક્કામી વાતો કરતો નથી, અને લોકો પ્રત્યેની પોતાની બુરાઇને દુર કરે છે. (હ૦ મોહમ્મદ સ૦ ની) સુન્નત (રસ્તે) ઉપર ચાલે છે, અને બદઅતો (ધર્મ વિરૂધ)થી સંબંધ રાખતા નથી તેને ખુશખબરી થાઓ.



હું **ઇસ્લામ** સંબંધી એક સંબંધ વર્ણવું છે જેને કોઇએ વર્ણવેલ નથી, ઇસ્લામ તસલીમને, તસલીમ યકીનને, યકીન તસદીકને, અને તસદીક ઇકરારને અને ઇકરાર અદાને, અને અદા અમલ બજાવી લાવવાને કહે છે.



હું કંજુસ માણસને જોઇને ઘણો અચંબો પામું છું, કેમકે તે જે તવંગરીને ચાહે છે તે તવંગરી, દુન્યામાં કંગાલપણાની જીંદગી ગાળવાના કારણે હાથ ન કરી શકતાં ઉલટો કંગાલપણા તરફ પોતાની મેળે જાય છે,........અને કયામતના દીવસે તેને તવંગરોના ટોળામાં રહી જવાબ આપવો પડશે—

હું મગરૂર માણસને જોઇને અચંબો પામું છું કેમકે ગઇ કાલે તો તે હલકા પાણીનું એક ટીપું હતો અને આવતી કાલે મુરદાર બનીને ભોંયમાં હશે.—

જે માણસ આલમમાં હસ્તી ધરાવતી વસ્તુઓને જોતા છતાં, ખુદા હશે કે નહીં એવી શંકા ધરાવે છે તે માણસથી હું અચંબો પામું છું—

જે માણસ બીજાઓને મરતાં જુવે છે છતાં પોતે મોતથી ગાફેલ થઇ બેસે છે એવા માણસથી હું અચંબો પામું છું—

જે માણસ, નીસ્તી (નહીં હોવા)માંથી હસ્તીમાં આવેલો હોવા છતાં, આખેરતમાં બીજી વાર સજીવન થવાનો ઇન્કાર કરે છે.—

જે માણસ ક્ષણભંગુર દુન્યાને આબાદ કરે છે અને પોતાના નિરંતરના ઘરને છોડી દીયે છે તેવા માણસોથી અચંબો પામું છું.



ત્હારૂં ખુદાને મહાન માનવું, બીજી સમગ્ર સૃષ્ટીને ત્હારી દ્રષ્ટીમાં તુચ્છ બનાવે છે.



હઝરતે અલી અ૦એ એક માણસને દુન્યાની નીંદા કરતો સાંભળ્યો ત્યારે ફરમાવ્યું હે ! દુન્યાની નીંદા કરનારા ! હે ! તેનો મોહ પામી તેનાથી છેતરાઇ જનારા ! શું તું તેનું ભુંડું બોલે છે ? તું દુન્યાને અપરાધિ-ઠરાવે છે કે દુન્યા તને અપરાધિ ઠરાવે છે ? ! ! દુન્યાએ તને કયારે ગભરાએલો અને નિર્ભાન રહેવા દીધો છે ? તેણે તને કયારે છેતર્યો છે ? એ જુના પુરાના ખંડેરો અને સુનસાન જગ્યાઓ કે જયાં ત્હારા બાપદાદા ત્હારાથી વિખુટા પડી વિખરાએલાં પડયાંછે, અને જયાં ત્હારી માતા માટી નીચે (દટાએલી) સુતી છે, તે વડે શું દુન્યાએ તને ભરમાવ્યો છે ?......તેં વારંવાર માંદાઓની ચાકરી કીધી અને તેઓ સાજા થાય એમ તું ઇચ્છતો રહ્યો, વૈદ્યોની પાસે ગયો અને માંદાઓની સ્થીતિ કહી ઔષધ લાવ્યો—પરંતુ ત્હારી એ સંભાળ તેમને કાંઇ કામ આવી નહીં અને ત્હારી મરજી મુજબ થવા પામ્યું નહીં અને ત્હારી શકિતથી માંદાનો મંદવાડ ટળી શકયો નહીં ...............દુન્યાએ મરનારાના મૌત વડે ત્હારા માટે એક હૈરતનાક દ્રષ્ટાંત રચાવ્યું, અને તેના વિખુટા પડવાની જગ્યાવડે તને ત્હારા વિખુટા પડવાની જગ્યા યાદ દેવડાવી :...દુન્યા સદાચારી (રાસ્તં

બાજી) માટે સસ્તા (સસ્તી)નું ઘર છે અને શાણા-સમજુ માટે સમજુતીની જગ્યા છે, અને આખેરતનું ભાતુ એકઠું કરનાર માટે તવંગરીનું સ્થાન છે. દુન્યા ખુદાના દોસ્તોની સિજદેગાહ અને ખુદાના ફીરીસ્તાઓનો મુસલ્લો અને વહી નાઝીલ થવાની જગ્યા અને અવલિયા અલ્લાહના વ્હેપારનું મથક છે જ્યાં તેઓ ખુદાની રહમત-(કૃપા) કમાય છે અને લાભમાં સ્વર્ગને પામે છે. તો એની નીંદા કરી શકનાર કોણ છે! તે વખતો વખત પોતાની જુદાઇના સમાચાર પહોંચાડે છે, અને પોતાની અને પોતાના લોકોના મરણની ખબર આપેછે. પોતાની મુસીબતવડે મુસીબતને આગળ ધરે છે, અને પોતાની ખુશીવડે ખુશીની તરફ દોરે છે, સંધ્યાએ તંદુરસ્તી અને સલામતીની સાથે આવે છે, અને સવારમાં સંકટ અને વિપત્તીને લાવે છે...... અને આ સઘળું એટલા માટે કરે છે કે લોકો તેની તરફ વલણ કરે, તેનાથી ભયભિત થાય અને બચતા રહે...તો કયામતના દીવસે કેટલાંક તેની નીંદા કરશે અને કેટલાંક તેના ગુણ ગાશે*.......... દુન્યાએ તેમને બોધ કીધો, તેઓએ બોધ કબુલ કર્યો, તેણે પોતાના અકસ્માતોની અને સાચા બનાવોની ખબર આપી તેઓએ એને સાચી માની, તેણે તેમને શીખામણ દઇ ચેતાવ્યા તેઓ તે મુજબ વર્ત્યા.

ભાવાર્થ એ છે કે—દુન્યા કાંઇ પંડે ખરાબ નથી—બલકે સૌભાગી ધર્મીષ્ટ અને ન્યાયી પુરૂષ માટે પરલોક (આખેરત)માં સુખ અને મોક્ષ પામવાનું સાધન છે. જો કોઇ માણસ પોતાની મુર્ખાઇ

* જેઓએ પાપ કર્યાં હશે તેઓ તેની નીંદા કરશે અને જેઓએ સારાં કામ કર્યાં હશે તેઓ વખાણ કરશે.

અજ્ઞાનતા અને અવળ.ઇન. કારણથી પોતાના અમુલ્ય જીવનને વ્યર્થ ગાળે તો તેમાં લેશ દુન્યાને દેષ દેવાપણું નથી, તે તેની પોતાની ભુલ છે. આ દુન્યામાં ચેતવણી લેવા જોગ અને બોધ ગ્રહવા જોગ દરરોજ પ્રકાર પ્રકારના અકસ્માત અને બનાવો બને છે પરંતુ આપણે તેનાથી કાંઇ બોધ લેતા નથી. આ બારીકી ઘણાં થોડાં માણસો સમજ્યાં છે. અને સર્વ ગફલતમાં રહી પોતાનું આયુષ વ્યર્થ ગુમાવી રહ્યાં છે.




જ્યાં લગી મિત્ર પોતાના ભાઇબંધ સંબંધીની ત્રણ વાતોનું ધ્યાન રાખે નહીં ત્યાં લગી તે મિત્ર કહેવાઇ શકાતો નથી. ૧—સંકટના દીવસોમાં તેની મદદ, ૨–તેની પુંઠ પાછળ તેનું ભલું ચાહવું. ૩—તેના મર્ણ પછી તેનું સુવર્ણન (ઝીકરે ખૈર).




જે માણસને ખુદા તરફથી ચાર બાબતો આપવામાં આવે તે બીજી ચાર બાબતો વિનાનો રહેતો નથી ૧–જેને દોઆ કરવી નસીબ થાય તે દોઆ કબુલ થયા વિના. જેને ગુનાહોની તૌબા કરવી નસીબ થાય તે તૌબા કબુલ થયા વિના. ૩—જે મગફેરત (મુકિત) ચાહતો હોય તે મગફેરત વિના ૪—જેને ખુદાની બક્ષીશો અને નેઅમતોનો શુકર માનવો નસીબ થાય તે વધારે બક્ષીસો અને નેઅમતો પામ્યા વિના રહી શકતો નથી...અને એ ચારે બાબતો કુરઆનથી સાચી ઠરે છે. ૧—મને પુકારો (દોઆ કરો) હું તમારા પુકારને કબુલ કરીશ. ૨–જે માણસ કોઇ પાપમય (ગુનાહનું) કૃત્ય કરે, અથવા પોતાના પ્રાંણ ઉપર કોઇ પ્રકારનો જુલમ કરીને અલ્લાહની પાસે મગફેરત અને માફી

માગે તો અલ્લાહને માફ કરનારો મેહરબાન પામશે. ૩–જો તમે, તમોને આપવામાં આવેલી બક્ષીસોનો પાડ (શુકર) માનશો તો હું તમને એથી પણ વધારે આપીશ. ૪—જે લોકો મુર્ખાઇપુર્વક કોઇ પાપ કરી બેસે પછી જલ્દીથી પોતાને સંભાળી અલ્લાહની તરફ વલણ કરે— તો અલ્લાહ એવા લોકોની તૌબાને કબુલ કરે છે, અને અલ્લાહ મહા મોહટા ઇલ્મ અને મહા મોહટી હીકમતનો માલીક છે.



દરેક પરહેઝગાર માટે નમાઝ કુરબાની સમાન છે, અને હજ દરેક અશકત માણુસનો જેહાદ છે. અને દરેક વસ્તુની ઝકાત ઠરાવવામાં આવી છે: શરીરની ઝકાત રોઝા છે......અને સ્ત્રી પોતાના પતિની શેવા બજાવે એ તેનો જેહાદ છે.



ઝકાત અને ખૈરાતના કારણથી આકાશ ઉપરથી પોતાની રોઝી ઉતારી લાવો. એટલે સદકાથી રોઝી વધે છે.

—૦૦ ૮૫ ૦૦—

માણુસના માથે કુટુંબનો જેટલો બોજ હોય છે તેના પ્રમાણમાં ખુદા તરફથી મદદ મળે છે.

—૦૦ ૮૬ ૦૦—

જે માણુસ મધ્યમતા (મયાનારવી) ધારણ કરે છે તે મોહતાજ થતો નથી.

—૦૦ ૮૭ ૦૦—

ઓછું કુટુંબ હોવું એક પ્રકારની તવંગરી છે.

—૦૦ ૮૮ ૦૦—

ગમ અને ફિકર અર્ધું ઘરડાપણું છે.



કોમૈલ બિન ઝિયાદ નખઇ કહે છે કે એક વખત હઝરતે અલી અ૦એ મ્હારો હાથ પકડી લીધો અને મને કબરસ્થાન તરફ લઇ ગયાં. જ્યારે શેહરની બહાર મેદાનમાં પહોંચ્યા ત્યારે આપે એક નિશ્વાસ નાંખ્યો અને કહ્યું હે! કોમૈલ! આ અંતઃકરણો વાસણો સમાન છે, અને સારૂ એ છે કે હીકમત (ડહાપણ)ની વાતોને ગ્રહણ કરે માટે હું જે કહુ છું તે તેમાં સંભાળથી રાખ.

માણસો ત્રણ પ્રકારના હોય છે. ૧—આલિમે રબ્બાની ૨—મોતઅલ્લિમ જે હીદાયત શીખી રહ્યો હોય ૩—નાદાન નીચ અને મુર્ખને અનુસરી ચાલનારાં, જેઓ દરેક પવનના ફુંકાવા સાથે પોતાના મોંહ ફેરવી લે છે એટલે બિદઅતોની પૈરવી કરે છે. તેઓને ઇલ્મના નુર માંનો કાંઇ પ્રકાશ મળેલો હોતો નથી તેમજ તેઓ કોઇ વિશ્વાસ પાત્ર મજબુત રસ્તા—ધર્મના પાબંદ હોતાં નથી.

હે! કોમૈલ! ઇલ્મ માલ કરતાં બેહતર છે. ઇલ્મ તારી સંભાળ રાખશે અને ત્હારે માલની સંભાળ રાખવી પડશે માલ ખરચવાથી ઘટેછે, પણ ઇલ્મ ખરચવાથી વધે છે, અને માલની ખુબી આ માલ (ઇલ્મ) ના દુર થવાથી નાશ પામે છે. હે! કોમૈલ ઇલ્મ એક ધર્મ છે જેને અનુસરવામાં આવે છે, અને ઇલ્મનાજ કારણથી ઇલ્મવાળો પોતાની હયાતીમાં લોકોની પાસેથી તાબેદારી લેવાનો અને મરણ પછી સુવર્ણન અને કીર્તિનો હકદાર હોય છે. ઇલ્મ હાકિમ છે, અને માલ રૈયતછે.

માલ દોલતના સંભાળનારાઓ જો કે જીવતાં હોયછે તોપણ મરેલાં

હોય છે. અને આલિમો જ્યાં લગી સમય બાકી છે ત્યાં લગી જીવતાં રહે છે. તેઓના શરીરો આંખેથી છુપા હોય છે પરંતુ તેઓના વિચારો અંતઃકરણોમાં રહેલાં હોયછે (પછી પોતાની છાતી તરફ ઇશારો કરી ફરમાવ્યું) જો અહીં પુષ્કળ ઇલ્મ ભર્યુ છે...જો હું ઇલ્મ મુજબ અમલ કરનારાઓને પામત તો હું તેઓને આપત, હા, ભોળા, નાકાબેલ અને વિશ્વાસ ન રાખી શકાય, દીન(ધર્મ)ને દુન્યા કમાવવાનું સાધન બનાવે અલ્લાહની બક્ષીશો વડે ખુદાના બંદાઓને દુઃખ દે અથવા અવલિયા અલ્લાહની વિરૂધ દલીલો કરવામાં (તે ઇલ્મ વડે) મદદ મેળવે એવા માણસો મળે છે......અથવા એવા માણસો મળે છે કે જેઓ અહલે હક (સત્યાચારી)ની તાબેદારી કરે છે પણ તેઓને ઉંડી સમજ અને ઉંડુ જ્ઞાન હોતું નથી. તેઓના મનમાં શંકા (શક) ઉતપન્ન થાય છે કે તરતજ તેઓ તેમાં સપડાઇ જાય છે. તો આ પ્રકારના તેમજ પહેલાં પ્રકારના માણસો કાબેલ નથી. અથવા એવા લોકો મળે છે કે જેઓ ખાનપાનના શોખીન, નફસની ખ્વાહિશો (મનોવિકાર)ના ગુલામ હોય છે. અથવા એવા માણસો મળે છે કે જેઓ દુન્યાનો માલ દોલત એકઠી કરવાના લાલચુ હોય છે. તેઓ દીનની સંભાળ કરી શકતા નથી. એવા લોકોને ચરી ખાનારાં પશુઓ વધારે મળતાં આવે છે. આવીજ રીતે આલિમોના મરણની સાથે ઇલ્મ પણ મરણ પામે છે, અલબત્તા–ખચિત, દુન્યા, જે માણસ ખાસ ખુદાના કારણ સર લોકો ઉપર હુજ્જત કાયમ કરે એવા માણસથી ખાલી રહેતી નથી જોઇયે તો તે માણસ જાહેર અને પ્રખ્યાત હોય અને જોઇયે તો ફિત્ના-ફીસાદના કારણથી લોકોની નજરોથી છુપો હોય. એવા માણુ-

સના હસ્તી હોવી, ખુદાની હુજ્જતો અને આયાતો (નીશાનીયો) જુઠી ઠરવા ન પામે એટલા માટે જરૂરી હોય છે..........ઇત્યાદી.

—૦૦:૦૦૦—

માણસ પોતાની જીભ હેઠળ છુંપેલો હોય છે. એટલે બોલવાથી તેની કદર કીંમતની ખબર પડે છે.



જે માણસ પોતાની કદર—કીંમત ઓળખી શકતો નથી તે હલાક થાય છે.



એક વખત એક માણસે હઝરતે અલી અ૦ ને વિનંતી કરી કે યા મવલા ! મને કાંઇ શીક્ષા (નસીહત) આપો— તો હઝરતે અલી અ૦ એ ફરમાવ્યું—જે લોકો અમલ (સુકર્મો) કર્યા વિના આખેરતની આશા રાખે છે, લાંબી લાંબી આશાઓના કારણે તૌબા કરવાને મુલતવી રાખે છે, પોતે દુન્યા કમાનાર માણસની પેઠે દુન્યા(નાકામો) માં ગુંથાએલો હોય છે છતાં પરહેઝગાર અને ઝાહેદ (સંસાર ત્યાગી) લોકો સમાન વાતો કરે છે એવા લોકોમાંનો તુ થા નહીં........જો એવાંઓને દુન્યામાંથી કાંઇ (ભાગ) આપવામાં આવે તો તેઓ કદી તૃપ્ત થાય નહીં, અને જો કદાચ તેના (દુન્યા)થી રોકવામાં આવે તો સંતોષ માની શકે નહીં, અને જે કાંઇ આપવામાં આવ્યું છે તેનો શુકર (પાડ) ન બજાવતાં બાકીમાં વધારાને માંગે...લોકોને રોકે, અને જે પોતે ન કરે તે કરવાની બીજાઓને આજ્ઞા આપે. સાલેહીન (સદાચારી) પુરૂષો સાથે પ્રીતી રાખે પરંતુ તેઓના જેવાં અમલ કરે નહીં, બદકાર (દુરાચારી) પુરૂષોને ધિક્કારે પરંતુ પોતે તેઓમાંનો એક હોય,

જેના કારણથી મોત અપ્રીય ગણાય છે એવા વધારેને વધારે ગુનાહો કરવામાં વળગ્યાં રહે, જ્યારે તેઓ માંદા પડે ત્યારે પોતાના પાપમય કૃત્યોનો પશ્ચાતાપ કરે, અને જ્યારે સારા અને તંદુરસ્ત હોય ત્યારે નચિંત અને નિર્ભયપણે રમત ગમત અને મોજ શોખ(લહવોલઅબ) માં મસ્ત બને, જ્યારે તેઓને અહી સલામતી મળે ત્યારે મગરૂર અને જ્યારે સંકટમાં સપડાય ત્યારે નિરાશ થાય...જ્યારે તેમના પર દુઃખ આવે ત્યારે નીરાધારપણે ખુદાને પુકારવા મંડે, અને જ્યારે તેઓને કાંઇ આશા બંધાય ત્યારે પોતાના નફ્સ (જીવ)થી છેતરાઇ, પોતાનું મોંહ પાછું ફેરવે (એટલે ખુદાને પુકારવો મુકી દે)........ દુન્યાંના મોજ શોખ વખતે કે જે માત્ર માની લીધેલ (ઝન્ની) હોયછે (અને ખરૂં જોતાં તે ખરો મોજ શોખ હોતોજ નથી) તેઓ પોતાના નફ્સને આધિન થાય, અને આખેરતની નેકી સંબંધી, કે જે શંકા રહિત—ખાત્રી ભરી (યકીની) બાબત હોય છે, પોતાના નફસને વશ કરી શકે નહીં......બીજાઓના નહીંજેવા ગુનાહોથી તેઓ એમ ડરે કે તેમને અઝાબ થશે, પરંતુ પોતે પોતાના નહીં જેવાં અમલોથી પુષ્કળ સવાબ (પુન્ય)ની આશા રાખે, જો તેઓને તવંગરી મળે તો ફુંપદી અને મગરૂર થાય અને જો કંગાલપણું મળે તો નિરાશ અને આળસુ બની બેસે......અમલ કરવામાં અધુરા રહે અને ખુદાની પાસે માંગતી વખતે પુર્ણ રીત્યે-વધારે માંગે. જો તેઓને કામ વાસના (શહવત)નો પ્રસંગ મળે તો તે પુર્ણ કરે, અને પશ્ચાતાપ (તોબા)માં ઢીલ કરે, જો તેઓ ઉપર કાંઇ કષ્ટ (તકલીફ) પડે તો ધર્મ (દીન)ની જરૂરી શરતોથી અલગ થઇ બેસે, લોકોને ચેતવે પરંતુ પોતે ન ચેતે. ઘણાં ઝોર શોરથી વાએઝ (બોધ) કહે પરંતુ પોતે વાએઝ ન ગ્રહે,

(એવાં લોકો પોતાની બોલવાની છટાના ગર્વે ધારી હોય છે અને અમલ કરવામાં હિચકારા હોય છે) દુન્યાની ફાની વસ્તુઓની ઇચ્છા કરે અને આખેરતનાબાકી(અવિનાશી) વસ્તુઓમાં આળસ; નેક અઅમાલોને,બદલાનું નુકસાન ગણે અને કામ વાસના (શેહવતે નફ્સાની)ને પુરતી...મોતથી ડરે ખરા પરંતુ, વખત વીતી જશે એવી બ્હીકથી અઅમાલ કરવામાં ઉતાવળ ન કરે, બીજાની થોડી ગુન્હેગારીને પોતાની ગુન્હેગારી કરતાં વધારે ગણે, અને પોતાની થોડી ઇબાદતને બીજાંઓની ઇબાદત કરતાં વધારે માને......તો એવાં લોકો બીજાંઓને ઠપકો આપે છે અને મ્હેણાં મારે છે અને પોતે પોતાના નફ્સ—જીવની ઇચ્છાઓ અનુસાર વર્તે છે, એવાં લોકોને, અલ્લાહવાળાંઓની ઝીકર અઝકાર (ખુદાનું સ્મરણ)ની મજલિસો કરતાં અમીર ઉમરાવોની રમત ગમત અને મોજ શોખ ભરી મજલિસો વધારે પસંદ હોય છે, બીજાઓ ઉપર પોતાના લાભની વાત ચલાવે છે. પરંતુ બીજાઓને તેમના લાભની વાત પોતા ઉપર ચલાવવા દેતાં નથી. બીજાઓને દોરે છે પરંતુ પોતાના જીવને અવળે માર્ગે ચઢાવે છે. તો એવા લોકો લોકોની પાસેથી તાબેદારી લીયે છે અને ખુદાની આજ્ઞાઓનું ઉલંઘન કરે છે, તેઓ દરેક પ્રકારના પોતાના હકો મેળવે છે, અને ખુદાની સાથેનું વચન પાળતા નથી, અલ્લાહ શીવાય બીજાઓના સબંધમાં લોકોથી બીહે છે, અને લોકોના હકમાં અલ્લાહથી બીહતાં નથી. આ વાણીનો ઉરદુ તરજુમો કરનાર સાહેબ તેની નોટમાં લખે છે કે જો હઝરતે અલી અ૦ની આ શીવાય બીજી કોઇ વાણી ન હોત તો પણ તેઓ વલીઉલ્લાહ હોવાની આ વાણી પુર્ણ સબુતી છે.



દરેક માણુસ માટે એક પરિણામ છે, સારૂં અથવા નરસું. એટલે સુકર્મો અને કુકર્મોનું પરિણામ.



દરેક આવનાર વસ્તુ પાછળ જતી જાય છે. અને જે પાછળ જાય છે તે જાણે હતીજ નહીં !



જો કે સબરનો સમય લંબાતો હોય તોપણ સબર કરનારો ફતેહ પામ્યા વિના રહેતો નથી.



જે માણુસ કોઇ પ્રજા (કૌમ) ના કોઇ કૃત્યને પસંદ કરે છે, તે તેમની સાથે રહી તે કામ કરે છે એ સમાન છે, અને જે માણુસ શરૂઆ વિરૂધ કામમાં દાખલ થાય છે તે પાપ કરે છે. એક પાપ તે કામ કરવાનું અને બીજું તેને પસંદ કરવાનું.



જો તમે દેખતા થવા ઇચ્છતા હો તો તમને દેખતા કરવામાં આવ્યા છે. અને જો સત્ય માર્ગે ચાલવા માંગતા હો તો તમને સત્ય માર્ગે ચલાવવામાં આવ્યા છે, અને જો તમે સત્ય (હક) સાંભળવા ચાહતા હોતો તમને સત્ય સંભળાવવામાં આવ્યું છે.

આ વાણી ઘણુાજ તત્વસારથી ભરપુર છે.



જે માણુસ પોતે કલંકિત (તોહમતની) જગ્યાએ જાય છે તેણે બદગુમાની કરનારને ઠપકો આપવો જોઇયે નહીં.

—૦૦૯૯૦૦—

જે માણસ પોતાના ભેદો છુપા રાખે છે તે અખતેયારનો માલિક હોય છે.

—૦૦૧૦૦૦૦—

ખુદાની આજ્ઞાઓનો ભંગ કરીને કોઇ બીજાની તાબેદારી કરવી જાએઝ નથી.—એટલે જેમાં ખુદાની નાખુશી હોય ને બીજાની ખુશી હોય તેવું કામ કરવું શરીઅત—ધર્મ વિરૂધ છે.

૧૦૧

મિથ્યાભિમાન એટલે પોતાને પુર્ણ (કામિલ) સમજવો, ચઢતી કરતાં અટકાવે છે.

૧૦૨

ગુનાહ ન કરવા, એ તોબા કરવા કરતાં વધારે સ્હેલ છે

૧૦૩

ઘણીવાર એક વખતનું ખાણું, કેટલીક વખતના ખાણાથી અટકાવે છે (એટલે પાચન ન થઇ શકે એટલું એક વખતે ખાનાર ઘણા દીવસ માંદો રહે છે.)

—૦૦૧૦૪૦૦—

જ્યારે તું કોઇ કામ કરવાથી બીહતો હોય ત્યારે તેને (મુદત ની ન રાખતાં) તરત કરીલે; કેમકે તેનાથી બીહતાં રહેવાનું દુઃખ તે કામ કરી લેવાના દુઃખ કરતાં વધારે સખત છે

૧૦૫

પોતાના મનમાનું કપટ દુર કરવા વડે બીજાઓના મનનું કપટ દુર કરો.




કાર્ય (અમલ) કરવામાં આળસ કરવાનું પરિણામ પસ્તાવો અને ચેતતા રહેવાનું પરિણામ સલામતી છે.




બે દાવા વિરૂધ હોતા નથી પણ તેમાંનો એક ખચિત જુઠો હોય છે.




જે માણસ સબર કરી શકતો નથી તેને બે સબરી મારી નાંખે છે




માણસ દુન્યામાં એક એવો નીશાનો છે, જેના ઉપર મરણના તીરો વાગે છે, અને એવો લુંટનો માલ છે જેના ઉપર ઝડપથી મુસીબતો આવે છે......તેના દરેક હર્ષ (ખુશી)ની સાથે ખેદ (રંજ) વળગેલો છે. જ્યાં સુધી માણસ એક સુખ (નેઅમત)ને તજતો નથી ત્યાં સુધી બીજું સુખ પામતો નથી. અને જ્યાં સુધી પોતાની મોહલત અપાએલી જીંદગીમાંથી એક દીવસને છોડતો નથી ત્યાં સુધી બીજો નવો દીવસ જોતો નથી......તો જયમ જયમ આપણે દીવસો ગાળીએ છીયે ત્યમ ત્યમ આપણે મોતની (જાણે) મદદ કરીએ છીયે. આપણાં જીવો ખાસ માર ખાવાની જગામાં આવેલાં છે એટલે આપણે હસ્તીની કેવી રીતે આશા રાખી શકીયે? આ રાત અને દીવસ કોઇ વસ્તુની એમારતને ખડી કરતાં નથી પરંતુ પોતાની બનાવેલી એમારતોને પોતેજ પાડી નાંખે છે, અને એકઠાં કીધેલાંને વિખેરી નાંખે છે.

—oo૧૧૦oo—

હે ! માનવ ! તું પોતાની રાત દહાડાની મેહનતથી જે કાંઈ વધારે કમાય છે તેને સંભાળી રાખવામાં તું બીજાઓનો ખજાનચી છે.

—oo૧૧૧oo—

જે માલી નુકસાન વડે તને શિક્ષા (નસીહત=ઇબરત) મળે તે નુકસાન નથી.

૧૧૨

જ્યારે બદલો લેવાની શક્તિ હોય ત્યારે માફી, અને જ્યારે બદલો લેવાની શકિત ન હોય ત્યારે સબર—(ધીરજ) એ બન્ને ક્રોધને (ગુસ્સાને) રોકે છે.

૧૧૩

માણુસને જીંદગીની જરૂરી મોહબત એક મજબુત ઢાલ છે.

૧૧૪

હે ! લોકો જ્યારે તમે બોલો છો ત્યારે તમારી વાતને સાંભળે છે અને મનમાં છુપાવો છો ત્યારે જાણે છે. એવા ખુદાથી બીહજો, અને મોત આવવા પહેલાં અગમાસ કરી લેજો કેમકે જો તમે નાસશો તો તે પકડી પાડશે અને જો ઉભા રહેશો તો તમને હાર્યા દેશે અને જો તમે તેને ભુલી જશો તો તે તમને યાદ રાખશે.

૧૧૫

નાશુકરા (અપકારી)ની નાશુકરી (અપકાર) તને એહસાન (ઉપકાર) કરવાથી પાછો હઠાવે નહીં, કેમકે તહારા એહસાનનો શુકર એ જાત … છે કે જે તેનાથી કાંઈ ફાયદો પામતી નથી એટલે ખુદા એહસાન કરનારાનો ઉપકાર માને છે. અને ઘણીવાર શુકર કરનારાને શુકરના …

નાશુકરાની નાશુ ગીથી જે કાંઇ ગુમાવ્યું છે તેના કરતાં ઘણી વિશેષ કુદરતી બક્ષીશો મળે છે અને અલ્લાહ નેકી કરનારને ચાહે છે.



દરેક વાસણ, તેમાં ભરવામાં આવતાં પદાર્થના કારણે સાંકડું થતું જાય છે, પરંતુ ઇલમનું વાસણ જામ જયમ તેમાં વધારે ભરવામાં આવે છે ત્યમ ત્યમ વધારેને વધારે પહોળું થતું જાય છે.



સહનશીલ (હલીમ) પુરૂષને તેની સહન શિલતા (હિલ્મ) વડે પહેલો જે લાભ મળે છે તે એ છે કે અજ્ઞાન વિરૂધ, લોકો તેના મદદગાર બને છે.



જો તું સ્વભાવે સહનશીલ નથી તો સહનશીલ બનવાના પ્રયત્નો કર, કેમકે જે માણસ કોઇ કોમનું મળતા પણું ધારણ કરે છે તે જલ્દીથી તેમાંનો એક થઇ જાય છે.



અને જે માણસ પોતાના જીવ (નફસ) પાસેથી નેકી બદીનો હીસાબ લે છે તે લાભ પામે છે, અને જે તેનાથી ગાફેલ રહે છે તે નુકસાન પામે છે, અને જે બીહે છે તે સલામત રહે છે, અને જે ચેતતો રહે છે તે દેખતો (બીના) થાય છે, અને જે દેખતો થાય છે તે સમજી જાય છે, અને જે સમજી જાય છે તે જ્ઞાની ( આલીમ થાય છે.



કૃપા—દયા—પરોપકાર—અને ઉદારતા ( જુદા કરમ ) માન આબરૂ જાળવનાર ચોકીદાર છે.....અને સહનશીલતા, અજ્ઞાન માણસને બોલતો બંધ કરવાનો એક પ્રકારનો ઉપાય છે...અને મારી આપવી શત્રુ ઉપર કાબુ પામવાનું દાન (ઝગાત) છે......પ્રપંચી અને દગાખોર માણસ સાથનો સંબંધ છોડી દેવો એ તેના પ્રપંચ અને દગાનો પુર્ણ બદલો છે......કોઇનો (કોઇ કાર્યમાં) મત (સલાહ) લેવો ખરો ઉદેશ (હીદાયત) છે......અને કોઇનો મત ન લેતાં પોતાનાજ મત પ્રમાણે વરતવું પોતાને જોખમમા નાખવા જેવું છે......ધૈર્યતા (સબર) સમયની આફતોને અસંખ્ય તીરો મારે છે......અને અધૈર્યતા (બેસબરી) સમયના સંકટોની મદદ કરે છે......પોતાની સર્વે વ્યર્થ ઇચ્છાઓ (ખ્વાહીશો) નો નાશ કરવો એ મહા મોહટી તવંગરી છે......કેટલીક અકલો એવીયો છે કે તેમના ઉપર નફસની ખ્વાહીશોનું રાજ્ય ચાલે છે......અનુભવની વાતોને સંભળી રાખવી એ પણ એક પ્રકારની તારીફ (સહ્બુદ્ધિ)[1] છે, જે ભવિષ્યમાં રસ્તો બતાવનાર તરીકે કામ આવે છે...દોસ્તી એક બહારનું સગપણ છે...જે માણુસ જલદીથી કંટાળો પામનાર હોય તેનાથી બેગમ (ચિંતા-રહિત) ન રહો.



માણુસનુ મિથ્યાભીમાની હોવું તે તેની બુધ્ધીયોના અદેખામાંનો એક અદેખો છે એટલે મીથ્યાભીમાની વિશેષ લાભ પામી શકતો નથી.

---

૧=તવરીક=એટલે ખુદાની નીશેબાની.



૧૨૨

સ્થીતીના ફેરફારથી માણસના મુળપણાની ઓળખાણ થાય છે.



૧૨૩

માત્ર ઝન (અનુમાન) ઉપર વિશ્વાસ રાખી કોઇ બાબતનો ચોક્કસ ચુકાદો કરવો એ ન્યાય (અદલ) નથી.



૧૨૪

કરીમ (ઉદાર) પુરૂષનુ સર્વોત્કૃષ્ટ કૃત્ય એ છે કે જે જાણતો હોય તેને સાંભળવામાં ગફલત કરે, તે લોકોના એબ અને ખામીયો જાણતો હોય પરંતુ તેને જાહેર ન કરતાં એ સંબંધીની વાતને ટાળી દીયે.

પરંતુ આ અનુપમ ગુણ ખાસ સાલેહીન લોકો વીના બીજાઓને નસીબ થએલો હોતો નથી.



૧૨૫

લજ્જા (હયા) નો ગુણ જે માણસને પોતાનો જામો પેહરાવેછે તે માણસના એબ બીજાઓ જોઇ શકતા નથી.



૧૨૬

અત્યંત ચુપ રહેવાથી રોઆબ અને હયબત ઉત્પન્ન થાય છે ...અને ન્યાય–ઇનસાફથી મિત્રો વધે છે—અને એહસાનથી માન પદવી વધે છે, અને આજીઝી—નમ્રતાથી કુદરતી બક્ષીસો પુર્ણ મળે-છે—બીજાઓના સંકટો પોતાને સીર લેવાથી સરદારી અને આગેવાનીનો હક પ્રાપ્ત થાય છે, સદાચારથી વિરોધી તાબે થાય છે, અને અજ્ઞાનની વાતો અથવા દુઃખો સહન કરવાથી મદદગાર વધતાં જાયછે.

### ૧૨૭

અદેખાઓ (હાસિદો) પોતાના શરીરની સલામતીથી કેવા ગાફિલ અને નિર્ભાન હોય છે!!! (એ જોઇ) મને આશ્ચર્ય થાય છે.

આ વાણીના બે અર્થ થઇ શકે છે. ૧—અદેખો, અદેખાઇના કારણથી સર્વદા ઉદાસ, દીલગીર, ચીંતાતુર. ક્ષીણ અને ગભરાએલો રહે છે, જે સૂંથાતી એક પ્રકારની બીમારી છે તેમજ ગંભીર બીમારી ઉતપન્ન કરનાર સાધન છે. ૨—સર્વથી અમુલ્ય અને અનુપમ (કુદરતી) બક્ષીસ તંદુરસ્તી અને સલામતી છે પરંતુ કોઇ એ બક્ષીસની અદેખાઇ ન કરતાં બીજી બક્ષીસોની અદેખાઇ કરે છે. એ ખરેખર આશ્ચર્ય પામવા જેવુંજ છે !!!

### ૧૨૮

કોઇએ આપને ઇમાન વિશે સવાલ કર્યો તો ફરમાવ્યું કે—મન વડે ખુદાને ઓળખવાને, જીભ વડે તેની તવહીદ (એકત્વતા)નો એકરાર કરવાને અને અવયવો વડે અમલ કરવાને ઇમાન કહે છે.

### ૧૨૯

જે માણસ દુન્યા ન પામી શકવાના અથવા ગુમ થવાના કારણથી દીલગીર થાય છે તે અલ્લાહની કઝા ઉપર નારાજ થાય છે. અને જે માણસ પોતાની મુસીબતોનો બડબડાટ કરે છે તે પોતાના પાલનાર સંબંધે બડબડાટ (શીકાયત) કરે છે...અને જે માણસ કોઇ માલદાર માણસને મળતાં, તેની દુન્યામાંની પદવીની ખાતર, તઅઝીમ (માન) આપે તેણે તેનો એક તીઆંઉસ દીન (ધર્મ) બરબાદ થાય છે (ખુશામદીઆઓએ ચેતવુ જોઇએ) અને જે માણસ કુરઆને શરીફ પડીને મરી જાય અને દોઝખમાં દાખલ થાય તો એમ જાણો કે તે એ લોકોમાંથી

હતો કે જેઓ અહલ્લાદના અહકામોને મશ્કરી સમજતા હતા... ..
જે માણસ દુન્યાનો મોહ પામી તેમાં જીવ લગાડે છે તે નીચેની ત્રણ બાબતોથી અલગ થઇ શકતો નથી. ૧-ગમ (કે તે કદી તેનાથી જુદો થતો નથી) ૨-હિર્સ (લોભ) કે જે તેનાથી દુર થતો નથી. ૩-આશા કે જે કદી ફળિભુત થવા પામતી નથી.

૧૩૦

જે માણસ ખુદાના ફઝલથી રિઝક પામતો હોય તેની સાથે વહેપાર અથવા ખેતી ઇત્યાદીમાં ભાગીયા થાઓ કેમકે તે તવંગરી દોલત અને ઇકબાલ (સૌભાગ્ય) ને પાત્ર છે.

ભાવાર્થ એ કે—જ્યારે કોઇ માણસનું ભાગ્ય ચઢતું હોય છે ત્યારે તેની સાથે મળી રહેનાર પણ લાભ પામે છે.

૧૩૧

જે ટુંકા હાથ વડે આપે છે તેને લાંબા હાથવડે આપવામાં આવે છે..ભાવાર્થ એકે—ખુદાની રાહમાં થોડો માલ આપશો તો ખુદા તેના બદલામાં ઘણું આપશે. અથવા ટુંકા હાથનો અર્થ માણસનો હાથ છે અને લાંબા હાથનો અર્થ ખુદાનો હાથ, કારણ કે માણસથી અમુક હદ સુધી માલ ખરચ કરી શકાય છે પણ ખુદાની બક્ષીસો નીરંતર જારી રહે છે.

૧૩૩

આપે હઝરતે ઇમામે હસન અ૦ ને ફરમાવ્યું—પુત્ર ! તું પહેલાં બીજા કોઇને લઢવા માટે બોલાવતો નહીં. અને જો તને કોઇ લઢવા બોલાવે તો જજે, કેમકે લઢવા બોલાવનારો બાગી (રાજદ્રોહી) હોય છે, અને બાગી સર્વદા હાર પામે છે.

૧૩૩

ઓરત (સ્ત્રી) પગથી કે માથા સુધી શર (પાપાચાર) છે, અને તેણીમાં જે કાંઇ છે તે પણ શર છે, પરંતુ તેણીનું હોવું જરૂરી છે

૧૩૪

જે માણસ આળસુ હોય છે તે પોતાના હકોને, અને જે ચાડીઆઓની વાત માનનાર (કાનનો કચો) હોય છે તે પોતાના મિત્રોને ખોઇ બેસે છે.

૧૩૫

ગૈરકાયદે (નાજાયઝ રીતે) બીજાના કબજાનો પત્થર ઘરમાં હોવો; તે આ ઘરની બરબાદી માટે ઘરાણે હોય છે.

ભાવાર્થ—હરામ માલથી બરબાદી આવે છે.

મઝલુમે[૧] ઝાલમ[૨] પાસેથી બદલો લેવાનો દિવસ, ઝાલિમના મઝલુમ ઉપર ફાવવાના દીવસ કરતાં વધારે સંકટો અને મુસીબતો ભર્યો હોય છે.

ભાવાર્થ—ઝાલિમે મઝલુમને જે જે દુઃખ દીધાં હોય છે તેના કરતાં ઘણા દરજે વધારે દુઃખમાં ઝાલિમ સપડાય છે.

૧૩૬

સ્ત્રીઓની ત્રણ ટેવો એવી સારી છે કે જે પુરૂષો માટે ખરાબ ગણાય છે. ૧—મગરૂરી. ૨—બ્હીકણપણું ૪—કંજુસી...જો સ્ત્રી મગરૂર હશે તો બીજાને પોતા ઉપર ફાવવા દેશે નહીં. જો બ્હીકણ હશે તો તેની સામે આવનાર દરેક વસ્તુથી બ્હીન્યા કરશે અને જો કંજુસ હશે તો

૧—જેના ઉપર ઝુલમ કરવામાં આવ્યો હોય. ૨—ઝુલમ કરનાર.

પોતાના અને પોતાના ધણીના માલને સંભાળશે ( આ ત્રણે વાતો સ્રીયો માટે સારી છે અને પુરૂષો માટે ખરાબ).

૧૩૭

કોઇએ પુછ્યું કે અકલમંદની વ્યખ્યા કહો—તો ફરમાવ્યું કે અક્કલમંદ માણુસ એ છે કે જે વરતુઓને તેની યોગ્ય જગ્યાએ વાપરે, અને જે તેનાથી વિરૂધ વરતે તે અજ્ઞાન—મુર્ખ છે.

વરતુઓમાં અવયવ, શકિતયો, માલ દૌલત ૪૦ સર્વે વસ્તુઓનો સમાવેશ થાય છે.

૧૩૮

દરેક નેઅમતમાં અલ્લાહનો હક છે જે તેના હકને પુરો કરે છે તેની નેઅમતને તે વધારે છે, અને જે હકો પુરા કરતો નથી તે પોતાની નેઅમતના નાશ માટે શરત બાંધે છે.

૧૩૯

જો કોઇ ત્હારા માટે સારૂં અનુમાન કરે તો તેના અનુમાનને સત્ય સાબીત કરી દેખાડ. એટલે જો તને કોઈ પરહેજગાર સમજે તો પરહેજગાર બનવાની કોશીશ કર.

૧૪૦

દ્રઢ નિશ્ચય અને મજબુત વિચારોના ભંગ પડવાથી મેં અલ્લાહને ઓળખ્યો છે.

જો માણુસના વિચારો કરતાં વિશેષ શકિત ધરાવનાર વિચાર કામ કરતો ન હોય તો માણુસ પોતાના દરેક વિચાર અને નિશ્ચયમાં સાફલ્યતા પામે. પરંતુ એમ થતું નથી એટલે સિધ્ધ થાય છે કે કોઇ મહાન શકિત અમારા ઉપર રાજ્ય કરે છે અને તે અલ્લાહ હુહેંાત છે.



૧૪૨

મુશરિક[1]ને પાક કરવા માટે, અલ્લાહતઆલાએ નમાઝને ફરઝ ઠરાવેલ છે. અને પાપાચાર (બુરાઇ) દુર કરવા માટે નમાઝને, અને રિઝક પામવાના સાધન માટે ઝકાતને, અને લોકો એખલાસપુર્વક વર્તે એટલા માટે રોઝને, અને દીનની મજબુતી માટે હજને, અને ઇસ્લામના માન ઇજ્જત માટે જેહાદને; અને સર્વ માણસો (અવામુન્નાસ)ની મસલેહત માટે નેક કામ કરવાને, અને બેવકુફીને દુર કરવા બુરા કામોથી રોકવાને, અને ખાનદાનના લોકોની ગણત્રી વધારવા માટે સિલેરહમી[2]ને અને ખુન ન થવા પામે એટલા માટે ખુનનો બદલો લેવાને અને મહરગાત એટલે હરામ કરવામાં આવેલ વસ્તુઓ ન કરવામાં આવે એટલા માટે શરીઅતની હદો (શીક્ષાઓ)ને, ઠરાવવામાં આવેલ છે......અને અક્કલના તત્વ–સત્વ (જવહર)ને રક્ષણમાં રાખવા માટે શરાબ ખ્વારી (મધુપાન)ની, અને પવિત્રતાની જરૂરત માટે ચોરીની, અને નસબ (કુળ)ને મજબુત કરવા માટે ઝીના (વ્યભિચાર)ની, અને વંશ વધારવા માટે લવાતત—ઇગલામ (ગુદ મૈથુન)ની મનાઇ કરવામાં આવેલી છે........ઇનકાર કરવામાં આવેલા હકોની મદદ કરવા માટે સત્ય બાબતની શાહેદીને અને સત્યતાને માન આપવા માટે જુઠ તજી દેવાને અને બીકથી અમાન પામવા માટે "સલામુન અલયકુમ" કહેવાને, અને ઇસ્લામી પ્રજાની વ્યવસ્થાપૂર્વક સ્થીતી જાળવવાને અમાનત અદા કરવાને, અને ઇમામતની પદીના માન અર્થે હુકમ બજાવી લાવવાને ઠરાવેલ છે.

---

૧ ખુદાની જાતમાં ભાગ્યા ગણુનો હોય તે. ૨ સગાં વ્હાલાંઓ ઉપર એહસાન કરવાને કહે છે.

—oo૧૪૨oo—

આકળો સ્વભાવ (તેઝમીઝાજી) એક પ્રકારનું ગાંડપણ (જનુ) છે. પાછળથી એવો માણસ ખચિત પસ્તાય છે—અને જો કદાચ પાછળથી પસ્તાતો ન હોય તો એના ગાંડાપણને ઘણુંજ સખત અને મજબુત ગણો.

—૧૪૩—

જ્યારે કોઇ માણસ કોઇના મનને ખુશ કરે છે, ત્યારે અલ્લાહ તઆલાએ, ખુશીના કારણે પોતાના એક લુત્ફ (કૃપા)ને ઉતપન્ન કરે છે. અને જ્યારે એ ખુશ કરનાર માણસ ઉપર કાંઇ સંકટ આવી પડે છે ત્યારે, જેવી રીતે પાણી ઢાળ વાળી જગ્યાએ વહે છે તેવી રીતે, અલ્લાહનો એ લુત્ફ આવી પહોંચે છે, અને જેવી રીતે અરબ લોકો પોતાના હોઝ ઉપર પાણી પીતાં બીજાંઓના ઉંટને હાંકી મુકે છે તેવી રીતે એ લુત્ફ તેના સંકટને દુર કરે છે.

—oo ૧૪૪ oo—

જ્યારે તમે કંગાલ (મુફલિસ) બની જાઓ ત્યારે સદકો આપીને, અલ્લાહ તઆલાની સાથે વ્હેપાર તર્ફે કે વ્યવ્હાર બાંધો.

ભાવાર્થ એ છે કે સદકો ખુદા પાસેથી રીઝકને ખેંચી લાવે છે અને કંગાલપણાને દુર કરે છે.

—૧૪૫—

રાજદ્રોહી અને બળવા ખોરોની સાથે વફા કરવી અલ્લાહ તઆલાની દ્રષ્ટિમાં રાજદ્રોહ, અને તેઓની સામે બળવો કરવો, વફા ગણાય છે.

—oo ૧૪૬ oo—

રાજ્યાધિકારી પુરૂષ અથવા બાદશાહ ! જે માણસ વાઘ ઉપર

અસ્વાર હોય અને તેને જોઇને લોકોને અદેખાઇ આવતી હોય, પરંતુ તે પોતાની (ભયાનક) રથ [ ] ને સારી પેઠે જાણતો હોય, એવા માણસ જેવો હોય છે.........ભાવાર્થ એ કે જાહેરમાં તે મોટા મોહટા ગરતવાનો દેખાય છે પણ તેના ભીતરમાં ભય—અને ત્રાસ ભરેલો હોય છે.



જો તમે તમારા ભાઇની પાછળ મુકવામાં આવેલી આવજાદ ઉપર દયા આણશો તો તમારી પાછળ રહેવામાં આવેલી આવલાદ ઉપર દયા આણવામાં આવશે.



હોકોમા (તત્વજ્ઞાનીયો)ની વાણી જો ખરી હોય તો ઔષધ રૂપે છે, અને જો ખોટી હોય તો રોગ રૂપે.........ભાવાર્થ એ છે કે—હોકોમાની વાણી ખરી પણ હોઇ શકે છે અને ખોટી; પરંતુ સર્વ જણા ખરી ખોટી કઇ એ પારખી શકતા નથી. અને તેથીજ કેટલાંક લોકો એવાં હોકોમાની પૈરવીથી ભુલમાં પડેલાં છે. હજરતે અલી અ૦ની ઉપલી વાણીથી એમ સિધ્ધ થાય છે કે હોકોમાનું કહેવું હુજજત નથી. કેમકે તેમના કહેવામાં ભુલનો સંભવ રહે છે. પરંતુ વહીથી શીક્ષણ પામેલ માણસનું કહેવું હુજજત છે તેની વાણીમાં ભુલનો સંભવ હોતો નથી કેમકે તે અલ્લાહ તરફથીજ કહેવામાં આવેલ હોય છે.



હે માનવ! તું ત્હારા એ દીવસનો ગમ (ફીકર) જે હજુ આવ્યો નથી, ત્હારા એ દીવસ ઉપર કે જેમાં તું હાજર છે, નાંખ નહીં, એટલે કાલની ફીકર આજે કર નહીં, કેમકે જો ત્હેરૂં આયુષ બાકી હશે તો તે દીવસનું રીઝકરૂ ખુદા તને પહોંચાડશે.



૧૫૭

મિત્ર (દોસ્ત)ની સાથે મધ્યમતા, અને નરમાશથી મિત્રાઇ રાખ, કેમકે તે કોઇ દહાડો ત્હારો શત્રુ બને એ સંભવિત છે........અને શત્રુની સાથે મધ્યમતા અને નરમાશથી દુશ્મનાઇ રાખ, કેમકે કોઇ દહાડો તે ત્હારો મિત્ર બની જાય એ સંભવિત છે.



૧૫૮

...........અને ઘણાં લોકો જેઓને માલ દોલત આપવામાં આવે છે તેઓને ખુદા (તેઓની બગરૂરી અને નાફરમાનીના કારણથી) અઝાબ તરફ ખેંચી લાવે છે, અને એજ માલ દોલત અને મોજ શોખમાં તેમની હલાકી અને પાયમાલીના સાધનો રહેલાં હોય છે... અને ઘણાં મુસીબતમાં ફસેલાં લોકો એવાં હોય છે કે બલા અને દુઃખ દ્વારે તેમની પરિક્ષા કરવામાં આવે છે, અને તેમના ઉપર આવી પડેલી બલા તેમની કોઇ દીન દુન્યાની ભલાઇના કારણથી હોય છે (જેને તે જાણતો હોતો નથી) તો હે ! મ્હારી શીખામણના સાંભળ-નારા દરેક હાલતમાં ખુદાનો શુક્ર કરેજા અને ઉતાવળ કરવી મુકીદે અને ખુદાએ ત્હારા માટે જે કાંઇ ઠરાવ્યું છે તેના ઉપર સંતોષ માન.



૧૫૨

પોતાના ઇલ્મ (જ્ઞાન)ને જેહલ (અજ્ઞાનતા) ન બનાવો (જ્યારે જાણો છો ત્યારે અમલ કરો કેમકે જે જાણે છે અને અમલ કરતો નથી તે જાહીલ—અજ્ઞાન છે) અને પોતાના યકીન (ખાત્રી)ને શક (શંકા) ન બનાવો કેમકે જ્યારે તમને યકીન છે તો પછી શક (જ્યારે તમને અલ્લાહનું યકીન છે ત્યારે તમારે એ વિશે શક આણવો જોઇયે નહી.)

૧૫૩

એ થોડો અમલ કે જેના ઉપર તુ કાયમ રહી શકે, એ પુષ્કળ અમલ કે જેનાથી તુ કંટાળી જાય તેના કરતાં વધારે આશા આપ-નારો છે......જ્યારે નફલો અદા કરતાં ફરઝો અદા કરવી રહી જતી હોય ત્યારે નફલોને મુકીદો...જે માણુસ મુસાફરીને યાદ રાખે છે તે તેની તૈયારીથી ગાફલ રહેતો નથી.

૧૫૪

વિચારો પરંતુ આંખોના જોવા સમાન નહીં, કેમકે આંખો કદી કદી જોનારાને છેતરે છે અને બુધ્ધિ—અકલ જે માણુસ તેનાથી ભલાઇ ચાહે છે તેને છેતરતી નથી.

૧૫૫

દરેક માણુસની તરફ મોત ઉતાવળું ઉતાવળું આવે છે, અને જો કે દરેક માણુસને મોહલત આપવામાં આવેલ છે છતાં તે મોહ-લતને માંગે છે અને અમલને ભવિષ્યમાં કરવાનાં વિચારે ટાળે છે.

૧૫૬

તે હઝરતને તગદીર સંબંધ પુછવામાં આવ્યું તો ફરમાવ્યું—

"અંધકાર ભર્યો રસ્તો છે, તેમાં ચાલો નહીં, ઉંડો સમુદ્ર છે તેમાં પેસો નહીં અને ખુદાનો એક ભેદ છે તે સંબંધી મિથ્યા તસ્દી લો નહીં."

આ સબંધમાં આજ સત્ય છે, અને જેઓ તે વિરૂધ્ધ મત ધરાવે છે તેઓ ભટકેલ છે.

૧૫૭

જ્યારે અલ્લાહ કોઇ બંદાને ઝલીલ (હલકો) કરવા ચાહે છે ત્યારે તેનાથી ઇલ્મને રોકી લીયે છે.

૧૫૮

પ્રાચિન સમયમાં મ્હારો એક દીની—ધર્મ ભાઇ હતો. મને તેના નીચેના સદ્‌ગુણો તેને માન આપવાની ફરજ પાડે છે દુન્યાને તે તુચ્છ ગણતો. તે પેટની હકુમતને તાબે નં હતો કેમકે જે ચીજ તેને નમળતી તેની તે ઇચ્છા ન કરતો અને જ્યારે મળતી ત્યારે જોઇએ તે કરતાં વધારે ન લેતો, તેનો ઘણો ખરો વખત ચુપ રહેવામાં પસાર થતો, અને જો બોલતો તો માત્ર બોલનારાઓને બોલતાં બંધ કરવા ખાતરજ બોલતો. જો પ્રશ્ન કરનારા તેને કાંઇ પ્રશ્ન કરતાં તો તેઓની જીજ્ઞાસા (પ્યાસ) ને તૃપ્ત કરતો એટલે તેઓના મનનું સમાધાન કરતો, દેખાવમાં તે અશકત હતો અને લોકોને પણ એમજ લાગતો પણ કામના વખતે એક વિકાળ વાઘ અથવા જંગલી અજગર સમાન બની જતો. જ્યાં સુધી તે ચીજ હુજ્જત ઉપર ફેસલો આપતો નહીં ત્યાં સુધી કોઇ હુજ્જત કરતો નહીં જે કાર્યમાં માફી આપવા જેવું કાંઇ કારણ હોય તેવા કાર્ય માટે કોઇને તે ઠપકો દેતો નહી અને એવા કારણોને તે સાંભળતો. તે કોઇ પ્રકારના દુઃખ દરદનો બડબડાટ કરતો નહી.... અને જ્યાં સુધી કરી દેખાડતો નહીં ત્યાં સુધી કોઇ વાત મોંહથી કહેતો નહીં. અને જે ન કરતો તે ન કહેતો. અને જ્યાં બોલવું પડતું ત્યાં બોલ્યા વિના રહેતો નહીં. અને બોલવા કરતાં સાંભળવાને વધારે ચાહતો... અને જ્યારે કદાચ તેની આગળ બે કામ આવી પડતા ત્યારે નફસની ખ્વાહીશ પાસેનુ કયું છે એ સંબંધી વિચાર કરતો અને નફસની ખ્વાહીશ પાસેના કામને મુકી દેતો......

તમારે પણ એવુંજ વર્તન ધારણ કરવું જોઇએ....અને તે પ્રાપ્ત કરવા માટે ઇચ્છા કરવી જોઇએ...અને જો તમે એ સૌ ધારણ કરી શકતા નહો તો જાણો કે થોડી વસ્તુનું લેવું, ઘણીને મુકી દેવા કરતાં, વધાર

સારૂં છે ! એટલે જેટલું બની શકે તેટલું ખરૂં........ધારોકે, જો ખુદાએ તઆલા ગુનાહો માટે ડરાવે નહીં તોપણ તેની બક્ષીશોનો શુક્ર માનવા તરીકે તેની આજ્ઞાઓનું ઉલંઘન ન કરવું વાજીબ છે.



ત્હારા મિત્રો ત્રણ પ્રકારના છે. અને ત્હારા શત્રુ ત્રણ પ્રકારના છે. મિત્રો આ છે ૧—મિત્ર ૨—મિત્રનો મિત્ર ૩—શત્રુનો શત્રુ......અને શત્રુઓ આ છે...૧—શત્રુ ૨—મિત્રનો શત્રુ ૩—શત્રુનો મિત્ર.

વિચારો આ વિના વધારે વિભાગ પાડી નહીં શકાય.



મુર્ખની સાથે ઉઠ બેસ નહીં, કેમકે તે પોતાના મુર્ખાઇના કામોને ત્હારી નજરમાં સારા દેખાડશે અને તું પણ તેના જેવો થઇ જાય એમ ચાહશે.



તે હજરતને પુછ્યું કે કયામતને દીવસે ખુદા એક પળથી પણ ઓછાં વખતમાં આટલી બધી સૃષ્ટિનો કેવી રીતે હીસાબ લઇ શકશે? આપે ફરમાવ્યું જેવી રીતે તમને રિઝક પહોંચાડે છે. લોકોએ કહ્યું લોકો તો તેને જોતાં નહીં હોય હિસાબ કેવી રીતે લેશે? ફરમાવ્યું જેવી રીતે તે લોકોને રિઝક આપે છે અને લોકો તેને જોતાં નથી.

ગરીબ માંગણ (સાઓલ) અલ્લાહનો એલચી હોય છે. જે માણસ તેને ટાળે છે તે અલ્લાહને ટાળે છે, અને જે તેને આપે છે તે અલ્લાહને આપે છે.



લજ્જાળુ (ગૈરતમંદ) પુરૂપ કદી વ્યભિચાર (ઝીના) કરતો નથી.




ઇમાનદાર લોકોના ઝન એટલે ગુમાનથી બચતા રહો કેમકે ખુદાએ તેમની જીભ ઉપર હક (સત્ય) પૈદા કીધું છે. એટલે ઇમાનદારોનો મત જુદો હોતો નથી.




સંતોષ-(કિનાઅત) એક પુરેપુરી બાદશાહત છે. અને વિવેક એક ઉમદા બક્ષીશ છે......ખરેખર સંતોષ એક પવિત્ર અને સ્વચ્છ જીંદગી છે.




જ્યાં સુધી કોઇ માણસનું યકીન (ખાત્રી) જે વસ્તુ પોતાની કુદરત (શકિત)ના કબજામાં છે, એના કરતાં, જે વસ્તુ અલ્લાહની કુદરતના કબજામાં છે એના ઉપર, વધારે હોય નહીં ત્યાં સુધી તેનું ઇમાન સહીહ (ખરૂં) થતું નથી.

અલ્લાહની તવહીદનો ભેદ વર્ણન કીધો છે. અને ઘણુંજ ઉંડા અને બારીક સારથી ભરપુર છે. દુન્યાદાર માણસ ક્વચિતજ સમજી શકશે,




હું મોઅમેનીનનો સરદાર છું અને માલ દુષ્ટ અને પાપીયાઓનો સરદાર છે.




મુફલિસી (કંગાલ પણું) માણસ પાસે સર્વ પાપો કરાવે છે.

—oo૧૬૮oo—

એક પ્રશ્ન કરનારાએ હજરતની પરિક્ષા કરવા માટે એક અઘરો

પ્રશ્ન પુછયો હતો તો તેના પ્રશ્નનો ઉત્તર આપી ફરમાવ્યું—જ્ઞાન (દાનિશ) પામવા માટે સવાલ પુછ પરંતુ કોઇને મ્હેણું મારવા ન પુછ કેમકે જે અજ્ઞાન (જાહીલ) શીખવા ચાહેછે તે જ્ઞાની (આલીમ) સમાનછે અને જ્ઞાની જે અવળો ચાલે છે અને બીજાઓને મ્હેણા મારવા માંગે છે તે અજ્ઞાન સમાન છે.

ઘણીંજ કીમતી શીખામણ છે. અજ્ઞાનીયો જ્ઞાનીયોને નિરુત્તર બનાવવા માટે વારંવાર સવાલ પુછયા કરે છે તેઓએ શીખ લેવી જોઇયે.


૧૬૯

એકાંતમાં પાપમય કૃત્યો ગુનાહો કરવાથી બચતા રહો, કેમકે એ સમયે જે તમારો શાક્ષી છે તેજ ન્યાયધિસ (હાકિમ) છે. એટલે ખુદા.


૧૭૦

જે માણસ ઉપર ગુનાહોએ વિજય (ફતેહ) મેળવ્યો તે માણસ વિજય પામ્યો નથી. અને કુમાર્ગ દ્વારે (એટલે કપટ કરી) જીતનાર જીત્યો નથી પરંતુ ખરેખર હાર પામ્યો છે.

ઘણીજ કીંમતી, સોનાના પાણીથી લખવા જોગ શીખામણ છે.

સંસારી લોકોની સામાન્ય રીત્યે એવી રીત છે કે જયારે તેઓ પોતાના શત્રુઓ ઉપર ફાવવા માંગે છે ત્યારે સારાં તથા નરસાં જેવાં આવ્યાં તેવાં સાધનો વાપરે છે તો એવા લોકોના સંબંધમાં ફરમાવે છે કે "જ્યારે શત્રુ ઉપર ફાવવા માટે તુ પાપ કરે છે ત્યારે ત્હેં ફાવવું ખરૂં જોતાં ફાવવું નહીં પણ હારવું અને વશ થવું હોય છે, કેમકે પાપ ત્હારા ઉપર ફાવી જાય છે અને ત્હારી ગરદન ઉપર સ્વાર થાય છે" સુબ્હાનલ્લાહ ! શું હિકમત છે જેના ઉપર પ્રાણ કુરબાન કરવા જોઇએ.

—૦૦ ૧૭૧ ૦૦—

ખુદાએ માલદારોના માલમાં ગરીબોની રોઝી મુકી છે. કોઇ મોહતાજ ભુખ્યો સુતો નથી પણ અલ્લાહ તવંગરીને બંધ કરે છે. અને અલ્લાહતઆલા કયામતના દીવસે તવંગરોને આ સંબધનો સવાલ કરશે.

—૦૦૧૭૨૦૦—

આપે ઇમાનદારની તારીફમાં ફરમાવ્યું કે—

ઇમાનદારનો હર્ષ—ખુશી તેના ચ્હેરા ઉપર અને તેનો શોક અને બળાપો (ગમ) તેના મનમાં હોય છે, તેની છાતી વિશાળ અને તેનો જીવ (નફસ) ખુદાની અઝમત (પ્રતાપ) આગળ તુચ્છ અને હલકો હોય છે. તે મહાન પદવીને ખરાબ ગણે છે અને નામ કાઢવાનો શત્રુ હોય છે. તેનો ગમ લાંબો, તેની હીમ્મત ઉંચી, અને તેનું ચુપ રહેવું વધારે અને તેનો વખત અલ્લાહના ઝિકરથી ભરપુર હોય છે. તે ઘણો શુકર ગુઝાર, ઘણો સબર કરનાર, ચિંતાતુર, અને અલ્લાહની આયતોમાં ડુબેલો, અને પોતાની હાજતો (માંગણીયો) જાહેર કરવામાં કંજુસી કરનારો હોયછે. વિવેકી, નીતિવાન્, ખુશમિઝાજ, અને નમ્ર હોય છે. તેનો જીવ હકના (સત્યના) સંબંધમાં પથ્થર કરતાં પણ વધારે ગજબુત અને સખત હોય છે અને ખુદાની તાબેદારીમાં એક તુચ્છ ગુલામ કરતાં પણ વધારે તુચ્છ થઇ રહે છે.

—૧૭૩—

નેક અમલ કર્યા વિના જે અલ્લાહને પુકારે છે તે એ માણસ જેવો છે કે જે કમાન વીના તીર ફેંકે છે. (એટલે કમાન વીના નાં-

ખત્રામાં આવેલું તીર નીશાનાને વાગતું નથી. તેમ નેક અમલ વિનાની દોઆ કબુલ થતી નથી,)

## ૧૭૪

આબરૂ જમી ગએલા પાણી સમાન છે. જે માંગવા માટે હાથ પ્રસારવાથી ટીપું ટીપું થઇ વહી જાય છે. તો માંગવાં પહેલાં તું કોની પાસે પોતાની આબરૂ ગુમાવે છે, એ વિશે લગાર વિચાર કરી લે.

## ૧૭૫

વ્યાજબી હક કરતાં વધારે કોઇનાં વખાણ કરવા એ ખુશામંદ છે, અને વ્યાજબી હક કરતાં ઓછાં કોઇનાં વખાણ કરવાં એ લાચારી અને અદેખાઇ છે.

## —૦૦૧૭૬૦૦—

જે ગુનાહને ગુનાહ કરનારો હલકો સમજે તે ગુનાહ સર્વથી મોહટો અને સખત છે.

## ૧૭૭

જે માણુસ પોતાના ઐબ વિશે વિચાર કરે છે તે બીજાના ઐબ જોવાથી દુર રહે છે, અને જે અલ્લાહના દીધેલાં રિઝક ઉપર રાજી રહે છે તે જે વસ્તુ પોતાના કાબુની નથી એના માટે કદી દીલગીર થતો નથી. અને જે માણુસ બગાવતની (ફસાદની) તલવાર ખેંચે છે તે તેનાથીજ કતલ થાય છે. અને જે માણુસ સાધન વિનાની બાબતોમાં તરદી લે છે તે હલાક થઇ જાય છે, અને જે મહપ દરીયે પેસે છે તે ડુબે છે, અને જે માણુસ ખરાબ જગ્યાઓમાં જાય છે તે કલંકિત થાય છે (તેના ઉપર તોહમત મુકાય છે)...અને જે ઘણું બોલે છે તે ઘણી ભુલો કરે છે, અને જે ઘણી ભુલો કરે છે તેની

લાજ શરમ નાશ પામે છે, અને જેની લાજ શરમ નાશ પામે છે તેની પરહેઝગારી ઓછી થઇ જાય છે અને જેની પરહેઝગારી ઓછી થઇ જાય છે તેનું મન મુરદાર બની જાય છે. અને તે નર્ક (દોઝખે) જાય છે...અને જે માણસ લોકોના એબોને જોઇને તેમને ભુંડા અને ખરાબ સમજે છે અને પછી પોતે એ એબો કરે છે તો તે પોતે, જેમને ભુંડા કહતો હતો તેવોજ છે. અને જે માણસ મોતનું ઘણીવાર વર્ણન કરે છે અને પોતેનેપોતે (તેને ભુલી) આ નજીવી દુન્યાનો (દાસ) બની જાય છે...અને જે માણસ જાણે છે કે તેનો ઉચ્ચાર (બોલવું) પણ અઅમાલોમાંથી છે તે, કોઇ જરૂરી પ્રસંગ વિના ઘણુંજ ઓછું બોલે છે.




આલિમ પુરૂષની ત્રણ નીશાનીયો છે ૧—પોતાથી મોહટી પદવીના માણસની આજ્ઞાઓ ન માનવી. ૨—પોતાથી હલકી પદવીના લોકો ઉપર જુલમ કરવો ૩—ઝાલીમોની મદદ કરવી.




જે એબ (દોષ) ત્હારા પોતામાં હોય તે એબ બીજાને લગાડવો એ સર્વથી મોહટો એબ છે.




આપને પુછ્યું કે જો કોઇ માણુસના ઘરનો દરવાજો બંધ કરવામાં આવે અને તેમાં તે માણુસને મુકવામાં આવે તો તેને રોઝી ક્યાંથી મળશે ? હઝરતે ફરમાવ્યું જ્યાંથી તેનું મૌત આવશે.




આપે કોઇ કોમના મરી ગએલા માણુસનો ખરખરો કરતાં

ફરમાવ્યું કે મરણ પામવું કોઇ એવી બાબત નથી કે જે તમારા માટે નવી હોય અથવા તમારા ઉપરજ એમ બનેલ હોય, એતો હમેશાંથી જારી છે અને હમેશાં રહેશે...તમારો મરણ પામનાર માણુસ મુસાફરીમાં હતો...તમે માની લ્યો કે તે કોઇ મુસાફરીએ ગયો છે. જો તે આવીને મળે તો સહુથી સરૂં નહીંતો તમે ખચિત તેને મળશો.



જેવી રીતે તમે મુસીબતની હાલતમાં ખુદાથી બીહો છો તેવી રીતે સુખી હાલતમાં પણ ખુદાથી બીહતા રહો. કેમકે જેને ખુદા માલ દોલત આપે છે તે તેને ખુદાની તરફથી અજમાયશ—પરિક્ષા ન સમજે તો એવો માણુસ ભવિષ્યમાં ખોફથી બેગમ રહે છે, અને જેના માલને ખુદા લઇ લે છે તેને જો તે ખુદાની તરફથી અજમાયશ ન સમજે તો તે ભવિષ્યમાં ખુદાની રહમતથી નાઉમેદ રહે છે. (સુખ અને દુઃખ બન્ને સ્થીતી પરીક્ષાની છે. માટે એ બન્ને સ્થીતિયોમાં ઉમેદ (આશા) અને બીમ (ભય) વચ્ચે રહેવું જોઇએ.)

—૦૦૧૮૩૦૦—

આપને પુર્વ અને પશ્ચિમ વચ્ચેનુ અંતર કેટલું છે એ સંબંધે પુછવામાં આવ્યું તો ઘણોજ બારીકી ભરેલો અને સવાલ કરનારાની બુધ્ધિ અનુસાર જવાબ આપ્યો કે—

સુર્ય જેટલું અંતર એક દહાડામાં પસાર કરે છે તેટલું અંતર પુર્વ અને પશ્ચિમ વચ્ચે છે.



કોઇના કહેલા બોલને જ્યાં સુધી તમે નેક ગણી શકતા હો ત્યાં સુધી, બુરો ન ગણો.

૧૮૫

જે માણસ પોતાની ઇજ્જત આબરૂ ગુમાવવી ચાહતો ન હોય તેણે બીજાની સાથેનો વિવાદ અથવા ઝગડો ત્યજી દેવો જોઇએ.

૧૮૬

જ્યારે તમે અલ્લાહની દરગાહમાં કાંઇ સવાલ કરનારા હો ત્યારે પહેલાં અને છેલ્લા હઝરતે મોહમ્મદ સ૦ અને તેમની આલ ઉપર દરૂદ પઢો કેમકે અલ્લાહ પહેલી અને છેલ્લી બાબતો (દરૂદો)ને કબુલ કરે અને વચલી બાબત (દોઆ)ને કબુલ ન કરે એમ બની શકે નહીં.

૧૮૭

તક (મોકો) મળવા પહેલાં ઉતાવળ કરવી, અને તક મળે ઢીલ કરવી મુર્ખાઇ છે.

૧૮૮

હે ! લોકો ! દુન્યાનો માલ અને દોલત એક અકારત અને હલાક કરનાર વસ્તુ છે. તેનાથી બચતા રહો. દુન્યામાં હમેશાં, ઠરીને બે-સવા કરતાં સાવધ અને તૈયાર રહેવું નેકબખ્તીનું કારણ છે. અને તેને એટલે દુન્યાને જરૂરત જેટલી લેવી...તવંગરી કરતાં પાકીજગીનું વધારે સબળ કારણ છે. વધારે માંગવામાં આવે એટલા માટે ખુદાએ ફકર ફાકાને ઠરાવેલ છે. અને જે તેની એટલે દુન્યાની દરકાર કરતો નથી તે સુખી રહે છે અને જેને તેની શોભા સારી લાગે છે તે અંતે અંધ બની જાય છે. અને જે માણસ તેની પ્રીતી પોતાના મનમાં છુપી રાખે છે તેનું મન ગમગીની અને દુઃખથી ભરપુર થઇ જાય છે અને તેને ચિંતાતુર રાખે છે. એક તરફ એક ગમ તેને

શાંતા સાગરમાં ડુબાડે છે ત્યારે બીજી તરફ બીજો ગમ તેને અંધ બનાવે છે. અને જ્યાં સુધી તે મર્ણ પામતો નથી ત્યાં સુધી તેની એવીજ હાલ્ત રહે છે પછી તેને જંગલમાં હલાક થએલો ફેંકી દેવામાં આવે છે, એવાં માણુસનું મરણું ખુદા ઉપર આસાન હોય છે એટલે તે પ્રસંશા પાત્ર મોત મરતો નથી. અને તેના મિત્રો તેને ફેંકી દેવો સ્હેલ ગણે છે........ઇમાનદાર માણુસ દુન્યાને ઇબરત (ચેતવણી)થી નિરખે છે, અને જરૂરત જેટલું તેમાંથી લીયે છે. અને દુન્યા સંબંધી જે કાંઇ સાંભળે છે તેને ગઝબ (ક્રોધ) અને ખુગઝ (શત્રુટ)ના કાનો વડે સાંભળે છે એટલે તેને અંતઃકરણ પૂર્વક પસંદ કરતો નથી તો દુન્યાની સ્થીતિ એમજ ચાલી જાય છે. (આજ) માલદાર થયો તે (કાલ) મોહતાજ થયો જો આજ તેની જીંદગી ઉપર ખુશી કરવામાં આવે છે તો કાલ તેના મોત ઉપર ગમ કરવામાં આવે છે. દુન્યાની હાલત એવી છે...અને હજુ લોકોની આગળ એ દીવસ આવ્યો નથી કે જેમાં દરેક તરફથી નાઉમ્મેદીનો ભેટો થશે એટલે હજુ કયામત આવી નથી.



જ્યારે હઝરત મિમ્બર ઉપર ચઢતાં ત્યારે ખુત્બાની પહેલાં નીચલાં શબ્દો ખચિત કહેતાં.

હે ! લોકો ! અલ્લાહથી બીહો ! કોઇ માણુસને, રમત ગમત અને મોજ શોખમાં પોતાનું આયુષ પસાર કરે એટલા માટે, નક્કામો પૈદા કરવામાં આવ્યો નથી, અને કોઇ માણુસને, એવા વ્યર્થ વિષયોમાં પોતાનો વખત ગુમાવે એટલા માટે નક્કમો છુટો મુકવાંમાં આવ્યો નથી દુન્યા જે એવા માણુસ માટે ભલી બનેલી છે તે આખેરતમાં

તેને કામ આવનાર નથી જે આખેરતને તેણે પોતાની મુર્ખાઇથી બરબાદ કીધી છે.........અને એ મગરૂર માણસ જે પોતાની આલી હીમ્મતીથી દુન્યા ઉપર કબ્જુ પામ્યો છે તે એ માણસ જેવો થઇ શકતો નથી કે જે આખેરતમાંથી કાંઇ ભાગ પામ્યો છે.



ઇસ્લામ કરતાં વધારે કોઇ માન ઇજ્જત (શરફ) નથી. તકવા કરતાં વધારે કોઈ આબરૂ નથી. અને પરહેજગારી કરતાં કોઇ વધારે મજબુત પનાહ (આશ્રય) નથી. અને તોબા કરતાં વધારે કોઇ ફતેહ દેનાર અને શિફારીશ કરનાર નથી અને સંતોષ કરતાં વધારે કોઇ ખઝાનો નથી. અને ખુદાની મરજી ઉપર રાઝી રહેવા કરતાં વધારે કોઇ માલ ગરીબીને દુર કરી શકતો નથી. અને જે માણસ પોતાની જરૂરત જેટલી રોઝી પામવાની હદમાં રહે છે તે સુખી થાય છે અને આરામના ઘરમાં જઇ ઉતરે છે. લાલચ દુઃખની કુંચી છે થાક તથા દીલગીરીની અસવારી છે. અને લોભ—મગરૂરી—અને અદેખાઇ ગુનાહોમાં દાખલ થવાના સાધન છે અને પાપાચારમાં સર્વ એબોનો સમાવેશ થાય છે.



આપે જાબિર બિન અબ્દુલ્લાહ અનસારીને ફરમાવ્યું કે—હે! જાબિર દુન્યા ચાર પ્રકારના માણસોથી કાયમ છે.

૧—આલિમ જે પોતાના ઇલ્મને અમલમાં લાવે છે ૨—જાહિલ જે ઇલ્મ પ્રાપ્ત કરતાં શરમાતો નથી ૩—સખી જે સખાવત કરતાં બખીલી કરતો નથી ૪—ફકીર જે દુન્યાની લાલચમાં પોતાની આખેરતને ખોતો નથી......જ્યારે આલિમ (અમલ ન કરવાથી) પોતાના

ઇલ્મને ગુમાવે છે ત્યારે જાહિલ ઇલ્મ પ્રાપ્ત કરતાં શરમાય છે, અને જ્યારે માલદાર માણુસ સખાવતમાં બખીલી કરે છે ત્યારે ફકીર દુન્યાની લાલચમાં પોતાની આખેરતને ગુમાવે છે.

જાબિર ! યાદ રાખ !. જે માણુસને ખુદાની બક્ષીશો વધારે મળે છે તેની તરફ લોકોની હાજતો (માંગણીયો) પણ વધારે હોય છે ......તો...જે માણુસ ખાસ અલ્લાહના માટે લોકોની હાજતો પુરી કરવામાં વાજીબ હકને અદા કરે છે તે પોતાને મળેલી બક્ષીશોને સર્વદા કાયમ રાખે છે. અને જે માણુસ વાજીબ હકને અદા કરતો નથી તે માણુસ પોતાની બક્ષીશોને નુકસાન-ખોટમાં નાંખે છે.



કેટલાંક લોકો કુડાં કૃત્ય (ઝુલ્મ-ગુનાહ)ને હાથ વડે જીભ વડે અને મન વડે અટકાવે છે. તો એવા લોકો નેકીની તમામ બાજુઓને પામે છે......અને કેટલાંક જીભ અને મન વડે અટકાવે છે અને હાથ વડે કામ લેતાં નથી, તો એવાં લોકો નેકીની બે બાજુઓને પામે છે અને એક બાજુને ગુમાવે છે, અને કેટલાંક એવાં છે કે મન વડે તેને ખોટું અને બુરૂ સમજે છે પરંતુ હાથ વડે અને જીભ વડે કામ લેતાં નથી......તો એવાં લોકો નેકીની મોહટી બે બાજુઓને ગુમાવે છે અને માત્ર એકને પામે છે, અને કેટલાંક એવાં છે કે કુડાં કૃત્યને, હાથ, જીભ, અને મન એ ત્રણુમાંથી કશા વડે રોકતાં નથી......તો એવાં લોકો જીવતાંઓમાં મર્ણુ પામેલાં ગણાય છે.........અને નેકીના સમગ્ર કામ અને અલ્લાહના રસ્તામાં અમ્રબિલ મઅરૂફ[1] અને નેહીયલ મુનકર[2] વિશાળ સમુદ્રમાં થુકવા સમાન રહેલ છે...અમ્રબિલ મઅરૂફ

૧—લોકોને નેકી કરવાનુ કહેવું ૨ લોકોને બુરાઇ અને ગુનાહ કરતાં અટકાવવા.

અને નેકીવલ મુનકર, મૈતને ન નજીક લાવી શકે છે તેમજ ન રોઝીને ઓછી કરી શકે છે (ભાવાર્થ એ છે કે ત્યારે પછી એમ કરતાં શા માટે ડરવું)...અને એ નેકી કરતાં વધારે નેકી એ છે કે ઝાલિમ ઇમામ (હાકિમ)ની રૂબરૂ હક (સત્ય) જાહેર કરવામાં આવે......હે ! લોકો ! પ્રથમ તમે હાથ વડે જેહાદ કરીને શત્રુઓ ઉપર ફતેહ પામો, પછી જીભ વડે પછી મન વડે...તો જે માણસ નેકીને મન વડે સારી સમજતો નથી અને બદીને નરસી (બદ) જાણતો નથી તેને ઉંધો લટકાવવો જોઇયે.

## ૧૯૩

રોઝી બે પ્રકારની હોય છે. એકતો એક જેને તું શોધે છે, અને બીજી એ કે જે તને શોધે છે. જો તું તેની પાસે જતો નથી તો તે પોતે તેની મેળે ત્હારી પાસે આવે છે...ત્યારે તું આખા વર્ષનો ગમ (ફીકર–ચિંતા) આજના દીવસ ઉપર નાંખ નહીં, દરેક દીવસ માટે એ વસ્તુ પુરતી છે જે તે દીવસે ત્હારા મુકદ્દરમાં છે. જો ત્હારા આયુષમાં એક વર્ષ બાકી છે તો ખુદા દરરોજ ત્હારી મુકરરર રોઝી તને આપશે. અને જો વર્ષ બાકી નથી તો જે ત્હારી મુકદ્દરમાં નથી તેની ચીંતા શામાટે કરે છે ?......ત્હારા મુકદ્દરની રોઝીને બીજો પામી શકશે નહીં અને કોઇ ત્હારા ઉપર ફાવી શકશે નહીં. અને જે ત્હારૂં મુકદ્દર છે તે ત્હારાથી હટી શકતું નથી...કેટલાંક લોકો એવાં હોય છે કે તેઓ કોઇ આવનાર દીવસની વાટ જુવે છે પરંતુ તેઓ તેને જોવા પામતા નથી એટલે મરણ પામે છે......અને કેટલાંક લોકો એવાં હોય કે તેમની માલ મીલકત જોઇને લોકો રાત્રીના પહેલા પહોરમાં તેમની

ઇર્ષા (રશ્ક) કરે છે પરંતુ રાત્રીના છેલ્લા પહોરમાં વિલાપ કરનારીઓ તેમના માટે વિલાપ કરે છે.

—○○ ૧૯૪ ○○—

જ્યાં સુધી તેં મુખ બહાર વાત નથી કાઢી ત્યાંસુધી તે ત્હારા બંધન (કેદ)માં છે; અને જ્યારે તુ મુખ બહાર વાત કહે છે ત્યારે તુ તેના બંધનમાં આવી જાય છે...તો...જેવી રીતે તું સોના ચાંદીને સાવચેતીથી સંભાળે છે તેવી રીતે તું ત્હારી જીભને સંભાળીરાખ, કેમકે કેટલીક વાતો એવી હોય છે કે જેથી માલ દોલતને નુકસાન પહોંચે છે અને ખુદાના અઝાબને પાત્ર થવાય છે.

૧૯૫

જે તું જાણતો નથી તે સંબંધી ન બોલ; બલકે જે જાણે છે તે પણ બધું ન કહે....કેમકે ખુદાએ ત્હારા સમગ્ર અવયવો ઉપર અમુક ફરજો મુકી છે જે આધારે કયામતના દીવસે તે ત્હારા ઉપર હુજ્જત કાયમ કરશે.

૧૯૬

ખુદા તને ગુનાહ કરતાં જુવે અને ઇબાદત કરતાં ન જુવે એથી બીહતો રહે; નહીં તો તું નુકસાન પામનારાઓમાં ગણાઇશ. અને જ્યારે ત્હારામાં તાકાત હોય ત્યારે તેને ઇબાદતમાં વાપર, અને જ્યારે કમ તાકાત થાય ત્યારે ગુનાહો કરવામાં પણ કમ તાકાત બની જા.

૧૯૭

દુન્યાના ફેરફારો અને તેના અકસ્માતોને જોવા છતાં તેના (દુન્યા) ઉપર વિશ્વાસ રાખી બેસવું મુર્ખાઇ છે...અને નેકીના કામો માટે

સવાબ (પુન્ય) મળવાની ખાત્રી હોવા છતાં તેનાથી ગફલત કરવી એ ચોખ્ખું નુકસાન છે...અને કોઇની પરિક્ષા કરી લીધા પહેલાં તેનો ભરોસો કરવો કમ અક્કલી અને બેવકુફી છે.

—oo ૧૯૮ oo—

દુન્યા અલ્લાહની નજરમાં તુચ્છ અને હલકી છે એનું મોહટું સીધ્ધાંત એ છે કે, જ્યારે તેની(ખુદાની) આજ્ઞાઓનો ભંગકરવામાં આવે છે ત્યારે તે દુન્યા મેળવવાના કારણથીજ હોય છે...અને ખરી—અને વાસ્તવિક બક્ષીસો જે ખુદાની પાસે છે તે દુન્યાનો ત્યાગ કર્યા વિના પ્રાપ્ત થતી નથી.

૧૯૯

જુઓ ! સમગ્ર સંકટોમાંનુ એક સંકટ 'ફાકા' (ભુખમરો) છે. અને ફાકા કરતાં વધારે સખત શારિરિક રોગ છે અને શારિરિક રોગ કરતાં વધારે સખત અધ્યાત્મિક (રૂહાની) રોગ છે........સાંભળો! માલ દોલતનું પુષ્કળ હોવું સમગ્ર બક્ષીસો (નેઅમતો)માંનું એક છે. અને માલ દોલત પુષ્કળ હોવા કરતાં શારિરિક તંદુરસ્તી વિશેષ સારી છે, અને શારિરિક તંદુરસ્તી કરતાં મનની તંદુરસ્તી એટલે મનની પરહેજગારી ઘણી વધારે સારી છે.....ઇમાનદાર માણસના ત્રણ વખત હોય છે, એક વખતમાં તે પોતાના પરવરદિગારની મુનાજાત(પ્રાર્થના) કરે છે, બીજા વખતમાં પોતાની રોઝીની સુધારણા કરે છે. અને ત્રીજા વખતમાં હલાલ (કાયદેસર) રીતે પોતાના જીવને સુખ પામવાની અને ઉપભોગ કરવાની તક આપે છે ડાહ્યા પુરૂષે આ ત્રણ વસ્તુઓ શીવાય બીજી કોઇ વસ્તુ તરફ લક્ષ દેવું જોઇએ નહીં. ૧—રોઝીની સુધારણા, ૨—કયામતનો ખ્યાલ. ૩—હલાલ ઉપભોગ.



દુન્યા પ્રત્યે ધિક્કાર રાખ. ખુદા તને એના એબો જણાવશે. અને અજ્ઞાનથી ગાફીલ નથા કેમકે તે ત્હારાથી ગાફીલ નથી.



દુન્યામાંથી તમને જે કાંઇ મળે તે લ્યો; અને જે કાંઇ જતું રહે તેનાથી મોંહ ફેરવો અને જો તમે એમ કરી શકતા નહોતો તેને પામવામાં સારાં સાધનો ધારણ કરો એટલે કોઇ નાજાયઝ સાધન વડે દુન્યને ન મેળવો.



કુલીન (શરીફ) પુરૂષ મરવું પસંદ કરશે પરંતુ નીચપણાથી દુર રહેશે. તે ગરીબીને પસંદ કરશે પરંતુ તે બીજા સમક્ષ હાથ ધરશે નહીં...અને જે માણસને પ્રયત્નો (કોશીશ) કર્યા વિના મળતું નથી તેને પ્રયત્નો કર્યાથી પણ મળતું નથી. અને સમયના બે દીવસ હોય છે એક ત્હારી ચઢતીનો અને બીજો ત્હારી પડતીનો.....તો ચઢતીના દીવસમાં મગરૂરી ન કર; અને પડતીના દીવસમાં સબર કર.



જે માણસ, એક બીજાથી વિરૂધ્ધ ઇચ્છાઓ પુરૂં કરવા માટે, જે સાધનો વાપરે છે તે સાધનો તેને મદદ કરતાં નથી. એટલે તે નિષ્ફળતા પામે છે.



જ્યારે અમ્માર બિન યાસિર, મોગીરા બિન શઅબા નામના માણસની સાથે સવાલ જવાબ કરતા હતા ત્યારે હઝરતે અલી અ० ફરમાવ્યું—"હે અમ્માર! એનો ખ્યાલ મુકીદો, કેમકે તેણે જે બાબત

તેને દુન્યાની પાસે બનાવે એ બાબત દીનમાંથી લીધી છે, અને તેણે જાણી જોઇને પોતાને શંકાઓમાં નાંખ્યો છે એટલા માટે કે તે શંકાઓને પોતાની તકસીરોના બહાના તરીકે આગળ ધરે.

ઘણુંજ રદરપથી ભરપુર વાણી છે. નકામા સવાલ જવાબ કરનારાઓની સાથે ઝગડવું નકામું છે.

૨૦૫

જે માણસ સત્યની સાથે લઢી તેને પછાડવા ચાહેછે તે માણસને સત્ય આખર પછાડી નાંખે છે.

૨૦૬

પરહેજગારી સર્વ નીતિની સરદાર છે.

૨૦૭

જેણે તને બોલતો કીધો એની વિરૂધ પોતાની જીભની ત્વરાને વાપર નહીં. અને જેણે તને પૈદા કરી સારો (દુરસ્ત) બનાવ્યો તેની વિરૂધ પોતાની સુભાષનો ઉપયોગ કર નહીં. ભાવાર્થ એ છે કે ખુદાની જાત વિરૂધ પોતાના ઇલ્મ અને બોલવાની છટાનો ઉપયોગ કરો નહીં.

૨૦૮

બીજા કોઇની જે વાતને તું પસંદ કરતો ન હોય તે વાતથી ત્હારે દુર રહેવું એ ત્હારા જીવ માટે ઉત્તમ અદબ છે.

૨૦૯

જો તુ કુલિન (શરીફ) પુરૂષની પેઠે સબર કરે તો સારૂં છે નહીંતો ચોપગાઓની જેમ આખર ત્હારે લાચારીથી સબર કરવો પડશે.

૨૧૦

બખીલી સમગ્ર ઐબોને એકઠી કરનાર છે. તે એક એવી દોરી છે કે જે વડે માણસ હરેક પાપ તરફ ખેંચાઇ શકે છે.



"દુન્યા છેતરે છે, નુકસાનમાં નાંખે છે, અને પસાર થઇ જાય છે. અલ્લાહે તેને દોસ્તોને સવાબમાં આપવા પસંદ કરેલ નથી તેમજ પોતાના શત્રુઓને અઝાબમાં આપવા પસંદ કરેલી નથી (એથી બુરી બીજી કઇ વસ્તુ?) અને દુન્યાદાર એ કાફલા સમાન છે કે જે પડાવ નાંખતો હોય એટલામાં કાફલાનો સરદાર તેમને કુચનો હુકમ આપે.



આપે, પોતાની રૂબરૂ એક માણસને અસ્તગ્ફેરૂલ્લાહ[1] કહેતાં સાંભળી ફરમાવ્યું.—

ત્હારી મા તને રડે, ઇસ્તેગફાર...ન શું અર્થ થાય છે એ તું જાણે છે? ઇસ્તેગફાર, મકામે ઇલ્લીયીનનો એક દરજ્જો છે, અને તે શબ્દના અર્થમાં છ વાતો દાખલ છે ૧—કર્યાકુકર્મ (ગુનાહો)નો પસ્તાવો ૨—બીજી વાર નહીં કરવાનો દ્રઢ નિશ્ચય ૩—લોકોના હકો જે હજમ કરવામાં આવ્યાં હોય તે તેમને પાછાં આપવા; કે જેથી નિર્દોષ અને બેગુનાહ બનીને અલ્લાહ સન્મુખ જવાઇ શકાય. ૪—જેટલી ફરજો (નમાઝ, રોઝા, હજ, ઝકાત, ખુમ્સ ઇત્યાદી ઇ૦) માથે હોય તેટલી બધી બરાબર બજાવવી. ૫—શરીરનું એ માંસ (ગોસ્ત) કે જે હરામ (હરામ સાધનો) ખાવાથી વધવા પામ્યું હોય તેને, જ્યાં સુધી ગળીને હાડકાં અને ચામડું રહી જાય અને નવું માસ આવે ત્યાં સુધી ગાળવું. ૬—જેવી રીતે ગુનાહ—પાપનો સ્વાદ શરીરને ચખાડવામાં આવ્યો હોય, તેવી રીતે તેને ઇબાદત (ભક્તિ)નું દુઃખ દેવું........!...જ્યારે તું આ બાબતો પુર્ણ રીતે પાળે ત્યારે અસ્તગ ફેરૂલ્લાહ કહેજે;

---

૧—હે! અલ્લાહ! મને ક્ષમા કર;

૨૧૩

નમ્રતા માણુસનું કુટુંબ છે. એટલે નમ્રતા સહુ કોઇ બની જાય છે.

૨૧૪

માણુસ એક લાચાર અને નિરાધાર ઉત્પતિ (બનાવટ)છે. તેની જીંદગીનો સમય છુપો છે. તેના ઉપર કયા કયા રોગો આવનાર છે તેની તેને ખબર નથી. અને તેના કૃત્યોની નોંધ (અમલ નામુ) સંભાળથી રાખવામાં આવેછે. એક મચ્છર જેવો જંતુ તેને દુઃખ દઇ શકે છે. પાણીથી હલાક થઇ શકે છે.........અને પરશેવો આવવાથી દુર્ગંધી બને છે

૨૧૫

સહન શિલતા અને નમ્રતા એક પડદો છે જે એબોને છુપાવે છે. અને અકલ એક ધારવાળી તલવાર છે...તો.....સહન શિલતા અને નમ્રતા વડે તમે તમારા એબોને છુપાવો, અને અકકલની ધારવાળી તલવાર થકી નફ્સ (જીવ)ની ઇચ્છાઓનો સંહાર કરો.

૨૧૬

અલ્લાહ તઆલા પોતાના કેટલાંક બંદાઓને એટલા માટે માલ દોલત આપે છે કે તેઓ ખુદાના (ગરીબ) બંદાઓને ફાયદો પહોંચાડે જયાં સુધી તેઓ તે બક્ષીશો બીજાઓ માટે ખરચતા રહે છે ત્યાં સુધી તે બક્ષીશો ખુદા તેમના હાથમાં રહેવા દેછે, અને જ્યારે તેઓ બીજાઓ માટે વાપરતાં અટકે છે ત્યારે ખુદા તેમના હાથમાંથી લઇ બીજાઓને સોંપે છે.

૨૧૭

માણુસે બે વાતો ઉપર ભરોંસો કરવો જોઇયે નહીં. ૧–તંદુરસ્તી

ર—અમીરી (તવંગરી) માણસ મારો ભલો હોય છે અને અચાનક માંદો થઇ જાય છે, અમીર હોય છે અને ઘડીમાં કંગાલ બની જાય છે.



જે માણસ પોતાની હાજતો કોઇ ઇમાનદાર માણસ આગળ ધરે છે તે જાણે અલ્લાહની આગળ ધરે છે, અને જે માણસ કોઇ કાફરની સામે ધરે છે તે જાણે અલ્લાહની વીરૂધ ફરિયાદ કરે છે.



આપે ઇદના દીવસે ફરમાવ્યું—ઇદ એ માણસની ગણો કે જેના રોઝા ખુદાએ કબુલ કીધા અને જેની નવાફીલોને શુકરને પાત્ર ગણી. ખરી વાત એ છે કે જે દીવસે માણસ કોઇ ગુનાહ ન કરે તે ઇદનો દીવસ છે.



કયામતના દીવસે સર્વેથી વધારે નિરાશ અને દુઃખી એ માણસ થશે કે જે હરામથી માલ કમાયો હશે અને બીજો તેનો વારસ બની બેઠો હશે, અને તે એટલે વારસ અલ્લાહની રાહમાં વાપરીને જન્નતમા ગયો હશે અને પહેલો દોઝખમાં—



જે માણસ દુન્યાનો માલ એકઠો કરવાની કોશીશોમાં થાકી ગયો હોય અને ખુદાએ તેને મદદ કરી ન હોય (એટલે તેને માલ આપ્યો ન હોય) અને આખર જિન્દગીતા પાગી મરી જઇ પોતાને સીર અલ્લાહની જવાબદારી લઇ ગયો હોય તેના જેવો નુકશાન પામનાર અને દુર્ભાગી બીજો કોઇ નથી.




અલ્લાહ, કોઇ માણુસ માટે શુકરનો દરવાજો ઉઘાડે અને વધારે બક્ષીસો આપવાનો દરવાજો બંધ કરે એમ કરતો નથી (એટલે જે શુકર કરે છે તેને વધારે બક્ષીશો અને નેઅમતો ખચિત મળે છે)... અલ્લાહ કોઇ માણુસ માટે દોઆનો દરવાજો ઉઘાડે અને કબુલ કરવાનો દરવાજો બંધ કરે એમ કરતો નથી (એટલે જે દોઆ કરે અને તેની દોઆ કબુલ ન થાય એમ કદી બનતું નથી)...અલ્લાહ કોઇ માણુસ માટે તોબા (પ્રશ્ચાતાપ)નો દરવાજો ઉઘાડે, અને મગફેરત (મુકિત)નો દરવાજો બંધ કરે એમ કરતો નથી (એટલે જે માણુસ તોબા કરે, તેની તોબા કબુલ ન થાય એમ કદી બનતું નથી.)




અલ્લાહનો એક ફિરિશ્તો દરરોજ પુકારી પુકારીને કહે છે "મોત માટે થઇ બાળકોને જન્મ આપો, નાશ પામવા માટે માલ એકઠો કરો, અને પાયમાલ થવા માટે મોહટાં મોહટાં ભવ્ય અને દિવ્ય મેહલ બનાવો.




કુરઆને શરીફના નીચલા બે વાકયોથી પુરેપુરો ઝોહદ નીકળે છે "જે વસ્તુ તમારા હાથમાંથી જતી રહેવા પામી છે તે માટે દીલગીર ન થાઓ તેમજ તમને ખુદા જે વસ્તુ આપે છે તેનાથી ખુશ ન થાઓ"...તો જે માણુસ કોઇ થઇ ગએલી બાબતની દીલગીરી કરતો નથી તેમજ કોઇ આવતી વસ્તુથી ખુશ થતો નથી તે પુરેપુરા ઝોહદ વાળો છે.




જે માણસ ફિકાહનું ઇલ્મ શીખ્યા વિના વ્હેપાર શરૂ કરે છે તે વ્યાજ ખાવાની આફતમાં સપડાય છે.




કયામતને દીવસે, જ્યારે અલ્લાહની આગળ રજુ કરવામાં આવશે ત્યારે તવંગરી અને મોહતાજીની ખરી હકીકત જણાશે.




બે પ્રકારના લોભીઓ કદી તૃપ્તિ પામતા નથી એક તાલેબુલ ઇલ્મ (વિદ્યાર્થી) અને બીજો તાલિબુદુન્યા (દુન્યાને ચાહનારો.)




જ્યારે તને સાચું બોલવાથી અગર સાચાપણાથી નુકસાન થતું હોય અને જુઠું બોલવાથી ફાયદો થતો હોય, ત્યારે સાચું બોલવું વધારે પસંદ કરવું ખાસ ઈમાન છે...અને તું જે કાંઇ અમલ કરતો હોય તેના કરતાં ત્હારી વાત વધારે હોવી ન જોઇયે, અને બીજા માણસની રીવાયત નકલ કરતી વખતે તકવાને આધિન રહે એટલે રિવાયત કરવામાં લગારે વધ ઘટ કર નહીં.




જે માણસ મોંહે મોંહ મુકાબલો કરી શકતો નથી તે માણસ પીઠ પાછળ નીંદા કરવા (ગીબત) લાગે છે.




દુન્યા પોતા શીવાય બીજાના માટે એટલે આખેરત માટે ઉતપન્ન કરવામાં આવેલ છે. એટલે જો માણસને આખેરત માટે પૈદા કરવામાં આવ્યો ન હોતતો સર્વદા અહીંજ રહેત.

—૦૦ ૨૩૧ ૦૦—

આપને તવહીદ અને અદલ ા. સંબંધમાં પુછવામાં આવ્યું તો ફરમાવ્યું—"ખુદાને પોતાની કલ્પના શક્તિ વડે કળી ન શકાય એમ માનવું એ તવહીદ છે, અને તેના દરેક કાર્યને હિકમત વિનાનું ન ગણવું એ અદલ છે.

—૦૦૨૩૨૦૦—

જ્યાં સુધી ખુદાએ આલિમો પાસેથી ઇલ્મ શીખવાડવાનું વચન લીધું નથી ત્યાં સુધી જાહીલો (અજ્ઞાન) પાસેથી ઇલ્મ શીખવાનું વચન લીધું નથી.....ભાવાર્થ એ છે કે જેમ જાહેલોની ફરજ છે કે ઇલ્મ પ્રાપ્ત કરે તેમ આલીમોની ફરજ છે કે ઇલ્મ શીખવાડે.

૨૩૩

જ્યારે તેઓએ ઝીયાદ બીન અબીયાને અબદુલ્લાહ બિન અબ્બાસ ની સાથે ફારસ અને તેના તાબાના પ્રગણાઓ ઉપર ખલીફા બનાવી મોકલ્યા હતા ત્યારે એક લંબાણ યુક્ત ભાષણ બાદ ફરમાવ્યું હતું કે—

"ખિરાજ એટલે વેરાને વધારશો નહી, ન્યાયપૂર્વક વર્તજો, અન્યાય અને જુલમથી બચતા રહેજો, કેમકે અન્યાય વિખેરી નાંખનાર કારણ છે અને જુલમ, પ્રજાને બળવો અને ખુનરેઝી કરવા લાચાર બનાવે છે.

૨૩૪

તમો બોલશો એટલે ઓળખાશો માણસ પોતાની જીભ નીચે છુપેલો હોય છે.

૨૩૫

હે લોભીયાઓ ! લોભને ઓછો કરો, કેમકે દુન્યાના શેવ ો ઉપર સમયના સંકટો દાંત કચડે છે લોકો ! તમે પોતાના નફસોને અદબ

શીખવાડો, અને તેમને ખરાબ આદતોથી રોકો.

| | | | |
|---|---|---|---|
| વસ્સલામો | અંસા | મનિત્તબેઅલ | હોદા |
| અને સલામતી | ઉપર | એનીકે જે અનુસરે | બોધને |

સૂચક

મોઅમિન વલી મોહમ્મદ (ઉર્ફે)
લલ્લુભાઈ છગનભાઈ અમદાવાદી.








# કુરઆને શરીફની ગુજરાતી મ્હોટી તફસીર તાવીલ સાથે.



આપણા માલીકો મુખ્તારનું ફરમાન અરબીમાં હોવાથી બીરાદરો તેના અર્થ અને ખુલાસા જાણવાના ફેઝથી મહરૂમ હોવાથી ખુદા ઉપર તવક્કલ કરી અમોએ અહલેબૈતે અતહાર અ૦ ના સદકાથી આ કામ માથે ઉપાડી અસલ અરબી કુરઆન તેની પાછળ તેજ ગુજરાતી અક્ષરોમાં આયતો તેની નીચે તરજુમો પછી તેની તફસીર અને અહલેબૈતે અતહાર અ૦ ના ફરમાએલ વી૦ મવાફક મવાફક તાવીલ અને અહલેબૈતે અતહાર અ૦ ના કેટલીક તફસીરોમાંથી ઇન્તેખાબ કરી છપાવી છે અને તેને ચાહનાર મોહીબ્બે અહલેબૈતને અતહારને પહોંચી તેઓના ઘરોને મુબારક આંખોને નુરાની અને દીલને રવશન કર્યાં, અને ઇ૦ બીજા બીરાદરો પણ હાથે હાથ લેશે.

આ તફસીરમાં મોટાં ૨૬૦૭ પેજ છે કે જે રોયલ ૮ પેજી પ૨૦૦ પેજ થયાં તેના દસ દસ સીપારાના ૩ ભાગ છે, જાકા પુંઠા સાથે પોસ્ટેજ રજીસ્ટર સુધ્ધાં પહેલા ભાગના રૂ૧૨) તે પછીના દરેક ભાગના રૂ૧૦) ત્રણે ભાગના રૂ૩૦) અને આફ્રીકા માટે પાંચ ભાગ કર્યા છે પોસ્ટેજના તથા બે પુંઠાના રૂ૪) વધારે. હીંદુસ્તાનના પાંચ ભાગના રૂ૩૧)

આ સીવાય બીજી કેટલીક કીતાબો એક પૈસાથી પાંચ રૂપીયા સુધીની અમારી પાસે છે, અરજી આનો મોકલી લીસ્ટ મંગાવો.

લ૦ હાજી ગુલામઅલી હાજી ઈસમાઈલ અધીપતી રાહેનજાત અને નુરેઈમાન હદીકએશીઆહ વી૦ વી૦ ૮૫ કીતાબોના કર્તા



અમદાવાદ—પાંચપટ્ટી.

